# રાસકુંજ

રાસયુગના અધિષ્ઠાતા



કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામની
પ્રસ્તાવના સાથે

સંપાદિકા
સૌ. શાન્તિ નરસીવાળા

કીં. રૂ. ૫

રાસયુગના અધિષ્ઠાતા



મહાકવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ

'રાસકુંજ' અને 'રાસકુંજ ની સરિગમ'

કીંમત રૂા. ૧ા  કીંમત રૂા. ૨

મળવાનાં ઠેકાણાં :

પ્રસિદ્ધકર્તા : સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાળા,
બરફીવાળા લૉજ, અન્ધેરી

| | | |
|---|---|---|
| મુંબઇ: | મેસર્સ એન. એમ. ત્રિપાઠી, | પ્રિન્સેસ સ્ટ્રીટ |
| ,, | વર્ધમાન એન્ડ સન્સ, | ,, |
| ,, | જે. એમ. પંડ્યા, | ,, |
| ,, | સી. જમનાદાસની કંપની, | ,, |
| | ધી જનરલ બૂકડીપો, | ,, |
| | મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, | કાલબાદેવી |
| | શ્રી આર. વનમાળીદાસ, | ,, |

અથવા

મેસર્સ વિઠ્ઠલદાસ ચૂનીલાલ જરીવાળા, ભૂલેશ્વર

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, ગીરગામ બૅકરોડ

સુરત : મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ

શ્રી ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાપીઠ

અથવા

શ્રી વિશુદ્ધ ખાદી ભંડાર, કણપીઠ

અમદાવાદ : શ્રી જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહ રોડ

શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી,
ગુજરાત મહિલા પાઠશાળા, એલીફન્ટ રોડ

વડોદરા : મેસર્સ ફીકુભાઇ ચંદુલાલ એન્ડ કંપની, રાવપુરા

રાજકોટ : ,, બેચર મેઘજી એન્ડ સન્સ, પુરા બજાર

,, દવે વ્યાસ એન્ડ કંપની

ગોંડળ : ,, પીપળિયા કંપની, ભોજપરા



પ્રગટ થયું છે. પ્રગટ થયું છે.

: આ સંગ્રાહિકાનું બીજું પુસ્તક :

# રાસકુંજ ની સરિગમ



કવિ શ્રી નરસિંહરાવ ભોળાનાથની પ્રસ્તાવના સાથે

કીંમત રૂા. ૨

"...સંગ્રહમાંનાં ગીતોમાંના નમૂનાઓની સ્વર ઘટના...દર્શાવનારો વિભાગ બહુ ઉપયોગી તેમ અપૂર્વ ઉમેરો છે. આ સરિગમ વિભાગમાં સ્વરયોજના સાથે તાલનું દર્શન પણ વીગતવાર, નામ નિર્દેશથી તેમજ સંજ્ઞા ચિહ્નોથી, કરાવ્યું છે. ...અભ્યાસ કરીને ગાનારી યુવતિઓને બહુ સહાયકારક થઇ પડશે."

નરસિંહરાવ ભોળાનાથ

"...રાસકુંજની ગરબીની સ્વરરચના સૌ. શાન્તિબ્હેને વાદ્ય સાથે ગાઇને સમજાવી ત્યારે તો મ્હને એમ જ થયું કે... શ્રી કંઠની એ સંગીતસિદ્ધિ તેમણે આ સંગ્રહમાં સરલ સુંદર રીતે સર્વ સંગીત-પ્રિયને સહજ સુલભ કરાવી છે...."

લલિતજી

"...એમણે લખેલી સરિગમ ઉત્તમ રીતે તૈયાર થઇ છે... ત્હેની સહાયથી સંગીતપ્રિય બ્હેનો આ સંગ્રહનો યોગ્ય ઉપયોગ ઘણી સહેલાઇથી કરી શકશે.

પ્રો. બળદેવ વર્મા

# રાસકુંજ

સંગ્રાહિકા :

સૌ. શાન્તિ ચૂનીલાલ બક્ષીવાળા

કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામની

પ્રસ્તાવના સાથે

વિ. સં. ૧૯૮૪ ઇ. સ. ૧૯૨૮

કીંમત રૂા. ૧।

પ્રસિદ્ધકર્તા

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાળા,
બરફીવાળા લૉજ,
અન્ધેરી



આવૃત્તિ પહેલી : પ્રત ૨૦૦૦





મુદ્રક : અને મુદ્રણસ્થાન :
મોતીભાઇ મથુરભાઇ પટેલ
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ,
આણંદ, ૧ : ૧૦ : ૨૮.

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને

ત્હેના સ્ત્રીઉત્કર્ષના કાર્યના સ્મરણમાં

રૌપ્ય મહોત્સવ પ્રસંગે

સાદર અર્પણ

# 'રાસકુંજ' અને 'રાસકુંજ'ની સરિગમ'



"રસપૂરિત રાસ વિશે રમતી,
દઈ તાલ પરિક્રમથી ફરતી;
રસ ગાન વડે જગ રેલવતી,
કલ કંઠ થકી કકુભો ભરતી." *

એવી રસભરી ગુજરાતણુનો લુપ્ત થતો જતો ગરાસ તે ગરબા કે રાસ. એ પુનઃપ્રાપ્ત કરાવી ગુજરાતણુને પાછો સોંપનાર રાસયુગના અધિષ્ઠાતા—સાંપ્રત યુગના મહાકવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ. એમના રાસયુગમાં, વિવિધ દૃષ્ટિબિન્દુથી તૈયાર થયેલા કેટલા યે રાસસંગ્રહો માટે સ્થાન છે. એ ગુલઝારના એકાદ ખૂણામાં આ 'રાસકુંજ'ની જગ્યા જરૂર થશે.

---

* સ્વ. બોટાદકરકૃત "સ્રોતસ્વિની" પા. ૭૬

નવીન યુગના અધિનાયક સંગીતવિશારદ કવિ શ્રી નરસિંહરાવ ભોળાનાથ. સંગીત એ એમના યુગની મુખ્ય ભાવના. ત્હેની સેવા કરવાનો અલ્પાલ્પ અધિકાર આ 'રાસકુંજની સરિગમ'ને પ્રાપ્ત ન પણ થાય: છતાં શ્રદ્ધા છે કે કોઇ કુશળ સંગીતશાસ્ત્રીની દૃષ્ટિ આ અણખેડાયેલા ક્ષેત્ર પ્રતિ ખેંચવા જેટલી ગરજ તો એ જરૂર સારશે.

સમૃદ્ધ ગુર્જરકાવ્યસાહિત્યમાંથી સાહિત્યદૃષ્ટિએ ઉત્તમ ગણાતા રાસનો સમુચ્ચય કરવો એ આ 'રાસકુંજ'નો મુખ્ય ઉદ્દેશ નથી. રસિક કવિઓનો સહકાર સાધી રાસસાહિત્યમાં તરી આવતાં વિવિધ જીવનરસોનાં જીવન્ત શબ્દચિત્રો ખડાં કરવાં એ ઉદ્દેશ પણ મોખરે રાખ્યો નથી. મુખ્યતઃ અર્વાચીન રાસસાહિત્યનું સંગીતદૃષ્ટિએ યથાશક્તિ અવલોકન કરી કેટલાક ચુંટી કઢાડેલા રાસ—ત્હેની સંગીતલિપિ સાથે—ગુર્જરભગિની સમક્ષ સાદર કરવા એ આ નમ્ર પ્રયાસનો પ્રધાન ઉદ્દેશ છે.

સંગીતને લક્ષ્યબિન્દુ રાખી સંગ્રહ તૈયાર કરનારે વિશાળ સામગ્રી ને ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરવાં જોઇએ એ હું સ્હમજું છું. તે પરત્વે મ્હારૂં દારિદ્ર્ય અને અનધિકારિત્વ હું સ્પષ્ટ સ્હમજું છું—આ કાર્ય અમલમાં મૂકતાં મૂકતાં વધુને વધુ સ્હમજી છું. પણ વર્ષોથી રોકી રાખેલી ઇચ્છાને વધુ વાર રોકી ન શકી. પરિણામે 'રાસકુંજ' ને 'રાસકુંજની સરિગમ' જૂદા જૂદા પુસ્તક રૂપે આજ પ્રકટ થાય છે.

રાસકુંજમાં રાસનો વિસ્તીર્ણ અર્થ—ગરબે ફરી તાલબદ્ધ ગાઇ શકાય તે—લીધો છે. આ વ્યાખ્યાને આધારે "સુખદ આ વસન્તમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની? સજની!" "જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગગનવિયે." ને "કોઇ કહો એ ચાંદલિયાને વ્હેલો

ઉગે." જેવાં સંગીતપ્રધાન ગીતોનું આ સંગ્રહમાં સ્થાન થઇ શક્યું છે. "બંસુરી! તૂં કવન ગુમાન ભરી?" જેવાં સુમધુર હિન્દી ગીતો પણ એજ આધારે લીધાં છે.

રાસકુંજમાં ૬૪ કવિઓની કૃતિમાંથી ચુંટી ક્‌હાડેલા ૧૭૩ રાસ છે. શ્રી ન્હાનાલાલ કવિના રાસની પસંદગી કરવામાં મ્હારી મુશ્કેલી 'કિયા રાસ લેવા' ને બદલે 'કિયા રાસ છોડી દેવા' એ હતી. રાસે રાસે માનીતા ઢાળો અલૌકિક અવતાર લે એટલે છોડતાં જીવ કેમ ચાલે? એમણે તો મ્હને પસંદ પડે એટલા રાસ લેવાની છૂટ આપી ઔદાર્ય દાખવ્યું. આખરે મ્હેં લીધેલી મ્હોટી સંખ્યાથી એ ઔદાર્યનો વધુ પડતો ઉપયોગ જરૂર થયો છે. રા. કેશવ હ શેઠ, રા. રાયચુરા, રા. જનાર્દન પ્રભાસ્કર વગેરેના રાસની સંખ્યા પણ પ્રમાણમાં મ્હોટી લેવાઇ છે. જેમના રાસની સંખ્યા વધુ લેવાઇ છે તેમની સંમતિ મેળવવા બનતો પ્રયાસ કર્યો છે. સંમતિ આપવા માટે એ સહુનો આભાર માનું છું.

રાસકુંજમાં ૭૫–૮૦ ઢાળ છે. એક ઢાળે ગવાતા એકથી વધુ રાસના જુદા જુદા 'ગુચ્છ' અથવા સમૂહ બનાવ્યા છે. પ્રથમ આપેલા ૧૨૮ રાસના આવા ૩૩ ગુચ્છ બન્યા છે. બાકીના ૪૫ રાસ એક બીજાથી સ્વતન્ત્ર ઢાળમાં છે. કોઇક રાસના જૂદા જૂદા બે ઢાળ પણ આપ્યા છે. સ્વતન્ત્ર ઢાળવાળા રાસનો ક્રમ કવિવાર રાખ્યો છે ગુચ્છના પ્રત્યેક રાસપર ત્હેના સામાન્ય ઢાળ તરીકે તે ગુચ્છના પ્રથમ રાસની પ્રથમ પંક્તિ કે મૂળ જાણીતા ઢાળની પંક્તિ મૂકી છે. દાખલા તરીકે "રૂપલા રાતલડી" એ પ્રથમ ગુચ્છનો પ્રથમ રાસ છે. એ રાસ પર એનો મૂળ ઢાળ "વ્હેલા આવજો, હો લાલ!" આપ્યો છે અને એ ગુચ્છના પ્રત્યેક રાસપર ઢાળ "રૂપલા રાતલડી"નો આપ્યો છે. "ઓધવજી! સન્દેશો કહેજો

શ્યામને." એ જાણીતો ઢાળ એ ગુચ્છમાં આવેલા પ્રત્યેક રાસપર આપ્યો છે. ગેયતાની દૃષ્ટિએ અને 'રાસકુંજની સરિગમ'ના પુસ્તકમાં રાગ શોધવાની સુગમતાને ખાતર આ વ્યવસ્થા કરવી ઠીક લાગી છે. આથી જે કવિઓના રાસને મથાળે ઢાળની પંક્તિ બદલાઇ હશે તો તે રાસની પરિચિત વ્યક્તિને નવીન પંક્તિ જોઇ ક્ષણિક ભ્રમ થશે; પણ ગુચ્છના પ્રથમ રાસપરની પંક્તિ જોતાં ભ્રમ જતો રહેશે. આશા છે કે આ વ્યવસ્થા સંપૂર્ણ નહિ તો ક્ષંતવ્ય તો ગણાશે.

રાસના માત્ર ઢાળ આપવાથી આ સંગ્રહનો ઉદ્દેશ સરતો નથી. ઢાળના નામમાત્રથી–સ્વરલિપિ કે શ્રવણના અભાવે રાસનું સંગીત કેમ પારખવું? નરસિંહ મહેતા, મીરાંબાઇ, દયારામ, પ્રેમાનંદ વગેરે "સારા સારા કવિઓનાં જે ગીતો આજે આપણે ગાઇએ છીએ તેના સ્વરો, એ મૂળ કવિઓ જે સુરાવટથી ગાતા હશે તે જ સુરાવટથી હાલ ગાવામાં આવે છે કે કેમ એ ચોક્કસપણે કહી શકાશે નહિ."[1] "આજે તો તેમની શબ્દમય કવિતારૂપ રચનાઓ જ માત્ર રહી ગઇ છે, ને તે સાથેની કવિના મનમાં ઉપજેલી સુરાવટ, તેનો તો આજે પત્તો પણ નથી."[1] વિદુષી બ્હેન વિદ્યાગૌરી નીલકંઠે પણ એક સ્થલે વ્યાજબી જ કહ્યું છે કે: "ગીતોની ચાલ–રાગ સંબંધે જબરી ગુંચવણ થાય તેમ છે. જ્યાં જ્યાં એ ગવાય છે ત્યાં મુખ-પરંપરાથી એના ઢાળ જાણીતા છે; પણ અજાણ્યાને તે દર્શાવવાનું સાધન નથી. એ મૂળ ગીતો હોઇ એની ચાલ પર નવાં ગીતો રચાયેલાં હોય એટલે તે ગીતોને શાનો આધાર આપવો?"[2] આ મુશ્કેલીનો એક જ દાખલો અત્રે આપીશ. રાસને મથાળે લખ્યું

---

[1] જુવો પ્રો. બર્વે "ગાયન વાદન પાઠમાળા" પુસ્તક ૧, વિભાગ ૧, પા. ૧૨૩.

[2] "વીરપસલી." શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠની પ્રસ્તાવના.

હોય કે "ઢાળ: દયારામનાં પાણીડાંનો." પણ દયારામે 'પાણીડાં' કયી રીતે ભરાવ્યાં હશે એ કોણ ખાત્રી પૂર્વક કહી શકે? મુખ-પરંપરાથી યથાવત્ ગાનાર ક્યહાંથી શોધવા? "કચ્છની કોડ ભરેલી યુવતિ"નો 'પાણીડાં' ગાવાનો પ્રકાર "સૌરાષ્ટ્ર તણી સન્નાર"થી જૂદો, અને "વડોદરાની ચતુરા" કે "સુરતની રમણી"નો પ્રકાર તેથી યે જૂદો. એટલે સ્હેજે મૂઝવણ થાય કે: "પાણીડાં કેમ ભરિયે?" આવા સંજોગોમાં કવિઓએ કલ્પેલા 'પાણીડાં' ભરાવવાના પ્રકારથી 'રાસકુંજની સરિગમ'માં અન્ય પ્રકારે ભરાવાયાં હોય—ઢાળોની વિકૃતિ થઇ હોય—તો આશા છે કે કવિહૃદય ક્ષમા આપશે.

રાગનાં શાસ્ત્રીય નામો આપવામાં પણ કેટલીક મુશ્કેલી નડી છે. કારણ કે સામાન્યતઃ શાસ્ત્રીય રાગો ગરબા, ગરબી કે રાસમાં પૂર્ણસ્વરૂપે ખડા થતા નથી. કેટલાક રાસને અમુક એક રાગના અધૂરા સૂરો લાગતા હોય ત્યહાં, અને અન્ય રાગની છાયા જેમાં આવતી હોય ત્યહાં, જે રાગનું પ્રાબલ્ય જણાયું ત્હેનું નામ આપ્યુ છે. જેમાં એકથી વધુ રાગનું મિશ્રણ થયું છે ત્યહાં 'સંકીર્ણ' રાગની સંજ્ઞા વાપરી છે. છતાં પૂર્ણસ્વરૂપે ખડા થતા શાસ્ત્રીય રાગો 'રાસકુંજની સરિગમ'માં શોધનાર નિરાશ થશે નહીં.

તાલ સંબન્ધે બની શકે તેટલી કાળજી રાખી છે. કારણ તાલ એ રાસ—ગરબાનો આત્મા છે. તો પણ એક મ્હોટી ખામી રહી ગઇ છે. સર્વ જાણીતી ને લોક માનીતી 'હીંચ' સંગીતલેખનમાં હું ઉતારી શકી નથી. એ તાલ શાસ્ત્રીય નથી, એટલે સંગીતલેખનની કોઇ સ્વીકૃત પદ્ધતિ હીંચ દર્શાવવા માટે ઉપલબ્ધ નથી. સંગીતશાસ્ત્રી બર્વેએ હીંચને એક પ્રકારનો તાલ કહીને ત્હેની ઝાંખી રૂપરેખા

આપી છે.[3] પણ તે પરથી સ્વરલેખનમાં હીંચ ઉતારવાનું સાહસ ખેડવું મ્હારાં મર્યાદિત જ્ઞાનને લીધે અશક્ય લાગ્યું. કોઇ કુશળ સંગીતશાસ્ત્રી આ કાર્ય ઉપાડી લેશે તો રાસસંગીતની અમૂલ્ય સેવા થશે.

સંગીતલેખનની મુશ્કેલી સંબંધી પ્રો. બર્વે એમની 'ગાયન વાદન પાઠમાળા'માં લખે છે કે: "સંગીતલેખન કેટલી બધી અઘરી અને કષ્ટપ્રદ બાબત છે તે પ્રસિદ્ધ છે. પા ને અડધી કે પોણી માત્રાનો કાળ ગણી ગણીને, તે ઉપરાંત સ્વરનું લેખન કરવું એમાં મ્હારો અતિશય શક્તિપાત થયો છે. જે ગીતો આપણને ગાવામાં સહેલાં લાગે છે, અને જે વિષે આપણને કોઇપણ જાતનો ખ્યાલ હોતો નથી તેજ ગીતો જ્યારે હું નોટેશનમાં ઉતારી વ્યવસ્થિત કરવા જતો ત્યારે મ્હારી મુશ્કેલીઓ આવીને ઉભી રહેતી...અનેક પ્રસંગે તો ધીરજ પણ ખૂટી ગઇ છે." મ્હારા આ અતિનમ્ર પ્રયાસમાં મ્હને થયેલા અનુભવનો આ પંક્તિઓ સારો ચિતાર આપે છે, એટલા ખાતર અત્રે એ શબ્દોનો ઉતારો કર્યો છે. કંઇક એ હેતુ પણ ખરો કે વિષયની વિષમતા ભણી પણ વાંચકની દૃષ્ટિને દોરવી. સૂરને અક્ષરથી લખવા જેટલું સંગીતલેખન અઘરૂં છે.

સ્વરલેખનમાં કૈંક નવીન પણ દિનપ્રતિદિન લોકપ્રિય થતી પ્રો. ભાતખંડેની પદ્ધતિ સ્વીકારી છે. મ્હને એ સૌથી સરલ લાગી છે. એમની સંગીતશાળામાં થોડુંઘણું શિક્ષણ મ્હેં લીધેલું એટલે એ પદ્ધતિ માટે મ્હારો પક્ષપાત પણ ખરો. આ પદ્ધતિ લેવાથી જે બે ત્રણ સંગીતશિક્ષકો પાસે ગરબા—રાસનું સંગીત શીખવાનો પ્રયત્ન કર્યો હતો તેઓની મદદ સ્વરલેખનમાં હું મેળવી શકી નહિ. કેમકે તેઓની પદ્ધતિ જૂદી હતી. એટલે ગીતોનાં સ્વરલેખનમાં રહેલી

3. 'ગાયન વાદન પાઠમાળા' પુસ્તક ૧. વિભાગ ૨ પાન ૨૧૭—૨૧૮

ભૂલો માટે હું જ જવાબદાર છું. સદ્‌ભાગ્યે પુસ્તક છપાવાનાં શરૂ થતાં પહેલાં થોડા દિવસ પૂર્વે પ્રો. ભાતખંડેના પટ્ટશિષ્ય ને શારદા સંગીત વિદ્યાલયના શિક્ષક શ્રી સીતારામ નારાયણ મોદી પાસે કેટલીક 'સરિગમો' તપાસાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. એમની ભાષા ગુજરાતી નહિ હોવા છતાંયે એમણે બનતી કાળજીથી રાસકુંજની સરિગમ તપાસી મ્હને ઉપકૃત કરી છે.

છેવટમાં આ બે પુસ્તકો પ્રગટ થતાં સુધીમાં થયેલા મહાન ઉપકારોની ટૂંકી નોંધ લેવી આવશ્યક છે. શ્રી ન્હાનાલાલ કવિએ કરેલા ઉપકારો યોગ્ય શબ્દોમાં દર્શાવવા અશક્ય છે. પ્રસ્તાવના લખી 'રાસકુંજ'ને અલંકૃત કરી છે એ મદદ તો સૌ કોઇ જાણે એવી છે. પણ 'રાસકુંજ'ની હસ્તપ્રત બારીકાઇથી તપાસી જઇ—છપાવવામાં કાળજીપૂર્વક અથઇતિ દેખરેખ રાખી, સંગ્રાહિકાની ખામીઓ ને ત્હેની હઠીલાઇ ભણી દુર્લક્ષ કરી, નિઃસ્વાર્થ મદદ એમણે આપી નહોત તો જે સ્વરૂપે 'રાસકુંજ' પ્રગટ થાય છે તે સ્વરૂપે એ કદાપિ પ્રગટ થાત નહીં. કવિ શ્રી નરસિંહરાવ ભોળાનાથે 'સરિગમ'ની હસ્તપ્રત તપાસી—સંગીત દષ્ટિએ અવલોકન કરી ઉપયોગી સૂચનો કર્યાં છે. નાદુરસ્ત તબિયત અને ડૉક્ટરોએ પૂર્ણ આસાએશ લેવાની આપેલી સલાહ તરફ દુર્લક્ષ કરી, 'રાસકુંજની સરિગમ'ની પ્રસ્તાવના લખી મ્હારા આ નમ્ર પ્રયાસને સહાયતા આપી મ્હને અત્યંત ઋણી કરી છે.

ગીતકવિ શ્રી લલિતજી તથા કાવ્ય-સંગીત પ્રેમી શ્રી હિમ્મતલાલ અંજારિયાએ અને શ્રી કેશવલાલ હ. શેઠે મ્હને પ્રોત્સાહન આપ્યું છે. ગિરગામ લેડીઝ મ્યુઝીક ક્લાસના સંગીતકુશળ અધ્યાપક પ્રો. બળદેવ વર્માએ ઘણા રાસના ઢાળ બેસાડી આપવામાં અમૂલ્ય મદદ કરી છે.

એમની મદદ વિના રાસના ઢાળો બેસાડવાનું કાર્ય મ્હારી શક્તિ બહારનું હતું. સ્નેહી ભાઇ જગમોહનદાસ મરચંટે આ કાર્યને લગતી ન્હાનીમ્હોટી સર્વ બાબતમાં રસપૂર્વક સહાય કરી છે. આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસના માલિક રા. મોતીભાઇ મથુરભાઇ પટેલે 'રાસકુંજ' ને સુઆણ બનાવવા કાળજી રાખી છે. ગુજરાતી ન્યૂસ પ્રિન્ટિંગ પ્રેસના સંગીતપ્રિય મેનેજર રા. રમણીકલાલ અ. મહેતાએ કુશળ કમ્પોઝિટર્સ્ રોકી, ખાસ બીબાં પડાવી 'રાસકુંજની સરિગમ' છાપી આપવાનું વિકટ કાર્ય બહુ ધીરજથી કરી આપ્યું છે. એ સૌનો ઉપકાર થયો છે.

ભૂલો થઇ છે–ઘણી મ્હોટી ભૂલો થઇ હશે. એ માટે વાંચક–ગાયક અને કવિવર્ગની ક્ષમા ઇચ્છું છું.

બરફીવાલા લૉજ.
અન્ધેરી. સંવત ૧૯૮૪
પુરૂષોત્તમમાસ પૂર્ણિમા.

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાલા



# પ્રસ્તાવના



સુન્દરીની દૃષ્ટિએ નિહાળતાં આપણા સાહિત્યનો આ રાસયુગ છે. રાસ ન રચનાર આજ કોક જ કવિતાકાર હશે.

રાસ એટલે ગુજરાતણની સર્વોત્તમ રસકલા. ફૂલશણગાર ગૂંથવા એ ગુજરાતણની માલણકલા છે; દરબારની કો લગ્નમંડપભરી લગ્નમાણમાં કાઠિયાણી કે ક્ષત્રિયાણીની ભરતકલા છે; વારપરવનાં જમણવારમાં ગુર્જરગૃહિણીની રાંધણ કલા છે; ફૂલકાંકડે જળસિંચનમાં ગુજરાતણની અંગહિંડોલની કલા છે; કુંકુમકેસહિંગળોકના ને વિધવિધના રત્નચન્દ્રક રચવામાં ગુર્જરસુન્દરીની સૌભાગ્યકલા છે; પહેરવેશમાં એની સલજ્જ છટા છે, આછેરા અલંકારોમાં એની સૌન્દર્યભાવના છે. પણ રાસમાં તો ગુજરાતણનો સકલ રસાત્મા છે.

કલ્પી શકો તો રાસની મૂર્તિ કલ્પો: નરી જાણે મલપતી ગુણ-ગર્વિલી આત્મછલકાતી કો ગુજરાતણ સંચરતી ન હોય! જાણે

મ્હારી સાહેલીનું બેડલું;
છલકાતું આવે બેડલું;
મલકાતી આવે નારઃ
રે! મ્હારી સાહેલીનું બેડલું.

અને વળી રાસ એટલે ગુજરાતનું સ્વયંભૂ સંગીત. વૃત્તો સંસ્કૃત પિંગલમાંથી ગુજરાતે ઉતર્યાં; ડીંગળ ચારણોએ દીધું; દૂહા ચોપાઇ છપય હરિગીત વ્રજભાષામાંથી આવ્યાં; ગઝલો ઉર્દુ ફારસીએ બક્ષી; અષ્ટપદીઓ—વૈષ્ણવ ધર્મદ્વારા—જયદેવજીની ઝીલાઇ; ઉસ્તાદી રાગ-રાગણીઓ દક્ષિણના ને ઉત્તરના ઉસ્તાદો આપી ગયા. ભજન, કીર્તન, કડવાં—મીડાંના ઢાળ, લગ્નગીતો, રાજિયા, હાલરડાં, ગરબા, ગરબીઓ, રાસડાઃ એ આપણી ભોમજન્મ્યો સંગીતદેવીનો રસ-પરિવાર. નરસિંહ, પ્રેમાનન્દ, દયારામઃ ગુજરાતના મહાકવિઓએ પ્રધાનતઃ સ્વતન્ત્ર ગુજરાતી છન્દરચનામાં ગાયું છે. 'સોરઠ મીઠી રાગિણી' એ પદમાં ગુર્જરગીતકલાની પ્રાચીન પ્રશસ્તિ છે. ગુજરાત-જન્મ્યું રાસનું છન્દસ્શાસ્ત્ર સુમધુર સંગીતસોહામણું ને કલા-સંસ્કારી છે.

આપણા દેશે રાસના ઇતિહાસ શ્રી કૃષ્ણપ્રાચીન છે, પાંચ હજાર વર્ષજૂના છે. જગતના એ મહારાસધારીએ દ્વાપરની છેલ્લી અર્ધ-શતાબ્દિ ને કલિની પહેલી અર્ધશતાબ્દિ ગુજરાતે ગાળી. ને ગીતાના રસજીવનના રાજરમતના કંઇ કંઇ મહારસ ખેલ્યા. એ રસો વૈ સઃ ની રસરમણા તે રાસ.

ને આપણી પ્રાચીન કવિતાનાં પગરણ પણ મંડાણાં છે રાસ
આપણા આદિકવિ મહેતા નરસિંહને ત્રિપુરારિ શ્રી ગોપનાથ
તપપ્રસન્ન થઇ ગોલોકના રાસમંડળની ઝાંખી કરાવી: ને પછી
સિંહ મહેતે દીઠું તે ગાયું. ગુજરાતના કવિવરો દર્શનવાદી
દૃએ તે ગાય છે. 'હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યો' પોકા
રસમહિયારણ મીરાંના રાસ ગુજરાતણને કંઠે સાકરના કટકા
મીઠા ને માળાના મોતી જેવા ચમકતા લાગે છે. શણગારના
કાળના વલ્લભના ગરબા પૂરની પેરે ઉછળતા જનવનમાં પડ
પાડતા વહે છે. રત્નાની બારમાસી ને પ્રીતમની જ્ઞાનબારમાસ
કવિતા રતન જેવી ઝબકે છે. સામવેદના રાસ શ્રીમદ્ ભાગવ
અવતર્યા; અને ભાગવતમાંની રાસપંચાધ્યાયીએ અમૃતઅંજલિ
રાસભાવનાને ભારતવર્ષે સજીવન રાખી. એ વૈષ્ણવી રસવિ
શાંકરમાર્ગમાં, દેવીમાર્ગમાં, વામમાર્ગમાં ને છેલ્લે છેલ્લે સ્વ
નારાયણ સંપ્રદાયમાં સત્કારાયું. વાર, તિથિઓ, માસ રચાયાં, ગવ
ઝીલાયાં. વિરહની તાલાવેલી, દર્શનઝંખના, હૈયાના કોડ, મ
મનોરથ, મિલનની આતુરતા, પ્રેમના આત્મપોકાર; કવિતા, કલ
ઉર્મિના ઉછાળા, સંગીતની હલકભરી સુકુમારતા: એમ નાના
રસદૃષ્ટિએ નિહાળતાં આપણા દેશે તો રાસનો રસરાજવી છે એ
અજોડ વૈષ્ણવ કવિવર દયારામ. ગુર્જર કવિતાદેશે રસસરિતાએ
હૈયાઉછળતી છોળ તો એ રેવાતીરની. પણ રાજા કરતાં પ્રજા
એમ દયારામભાઇથી યે લોકગીતના કેટલાક રાસ અદકેરા છે.
સિંહ મીરાં ભાલણ રત્નો રાજે પ્રેમસખી દયારામ—એમની
રચનાનો વિષય હતો એક જ: પ્રેમભક્તિ.—મીરાંની એક કડીમાં
સહુની રસોત્કટ કવિતાનો રસમન્ત્ર છે—

પ્રેમની, પ્રેમની, પ્રેમની,
રે મ્હને વાગી કટારી પ્રેમની.

'પ્રાચીનોમાં ઉલ્લાસ નથી' ભાખનારાંઓ ઉલ્લાસનો અર્થ રુચિઅનુસાર કરતાં નથી? ને પ્રાચિન યુગનો ઇતિહાસ કપોલકલ્પિત રીતે ઉકેલતાં નથી?

દયારામ પછી આપણા દેશે નવો યુગ બેઠો, ને દલપતરામે વિદ્યારૂપી વાડીનાં ઘોળ ગાયાં. કચ્છગરબાવળીમાં ને છૂટક છૂટક દલપતરામે એટલી ગરબીઓ લખી છે કે ઉપહાસમાં એમને ગરબી-ભટ્ટ કહેતા. દલપતયુગમાં દલપતગરબાવળી, દલપતરામની પોતાની પેઠમ, લોકવ્હાલી ને લોકઝીલાતી હતી. દલપત ઉગ્યા પછી દશેક વર્ષે નર્મદનો સિતારો સાહિત્યાકાશમાં ઉગ્યો, ને એણે નવયુગની કુદરતવર્ણનની પહેલી ગરબીઓ ગાઇ. પછી નર્મદના સન્મિત્ર નવલરામે બાળાગરબાવળી રચી. કન્યાશાળાઓમાં એ ચાલે છે ને આપણી બાળકીઓ અર્ધી સદીથી એ ગાતી ઉછરે છે. નવલરામ-ભાઇ તો ગરબીઓનું પિંગળ પણ રચવાના હતા. દિ. બ. રણ-છોડભાઇના લલિતાદુ:ખદર્શક નાટકમાંનો લલિતાનો પત્ર ત્યહારે લોકઝીલાતો હતો ને રાસમાં ગવાતો. પછી થયા મણિલાલ ને ડૉ. હરિલાલ ધ્રુવ. યૂરોપઅમેરિકાને આંગણે એમણે ગુજરાતના પડછન્દા પાડ્યા. એ મહારથીઓએ રાસગીત ગાયાં નથી. ને મણિલાલના મિત્ર બાળાશંકરે અને શિષ્ય સમા કલાપીએ પણ રાસ રચ્યા નથી. ડૉ. હરિલાલ પછી પ્રગટ થઇ કુસુમમાળા. લલિતાના પત્રના ઢાળના ને બીજા એમાં રાસ છે; પણ ચાર દાયકે યે આજ એ, બેએક અપવાદ સિવાય, લોકઝીલાતા થયા નથી. આ સંગ્રહમાં સંગ્રહેલી અને અન્યત્ર ગવાતી 'આવો, ફૂલડાં મધુરાં રે!' એ એક એમાંની લોકઝીલાતી ગરબી. સરસ્વતીચંદ્રના મહાચતુષ્ઠય ચોકમાં ગરબીઓ છે, આ સંગ્રહમાં યે એમાંથી સંગ્રહી છે, પણ ગોવર્ધનભાઇનો કોઇ રાસ, એમની 'દીધાં છોડી પિતામાતા'ની ગઝલ પેઠમ, લોકઝીલ્યો

થયો નથી. ગોવર્ધનભાઇનામાં પૂરની પરુષતા હતી, ઝરણુની સુકુમારતા ન્હોતી. મણિશંકર–કાન્તનો કવિતાભંડાર જ થોડો છે, ને ગરબીઓ એથી યે થોડી છે; પણુ છે તે મુગ્ધાના જેવી સુકોમળ છે. 'મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !' એ અમારે કાજે રચાયેલી ગરબી તો બે દાયકાથી લોકસમારંભોનું જાણે વિદાયગીત થઇ રહી છે. 'મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો' ને 'જલ ભરવાને ચાલો રે એવાં એવાં શ્રી રામમોહનરાયનાં રાસગીતોમાં દેશપ્રીતિનો પ્રધાન ભાવ છલકાય છે: કોંગ્રેસના ઉષઃકાળની સ્વદેશાભિમાનની એ ગરબીઓ. પણુ આપણા આ નવયુગમાં રાસને સાચી સંજીવિની છાંટીને લોક-ઝીલાતા તો કીધા સ્વ. વાઘજી આશારામ ઓઝાએ. ખરી રીતે આપણે ત્ય્હાં સંસારનભોમંડલે રાસયુગ બેઠો 'પુનમચાંદની'થી. ગુર્જર સુન્દરીએ મન મૂકીને નવરાસ ગરબે ફરતાં ત્ય્હારથી ઝીલવા માંડયા. વાઘજીભાઇના સમકાલીન ને જ્ઞાતિબન્ધુ દેવરામભાઇનો પંચપાંખડી રાસ 'નૈષધનાથ ! તજી ના જશો વને' પણુ નવરાસઝીલનારીઓએ મનભર ઝીલ્યો છે. પછી રચાયા સ્વ. ડાહ્યાભાઇ ધોળસાજીના રાસ: 'ઉગ્યો સખિ ! સૃષ્ટિનો શૃંગાર' ને 'શ્રી નટવર વસન્ત થેઇ થેઇ નાચી રહ્યો.' એ કવિતા પણુ આપણા સંસારે સારી ઝીલી. પછી આવ્યા મૂળશંકરભાઇના ને ફૂલચન્દભાઇના રાસ: 'મોહિની માયા મનોહર રાસે રમે રે' અને 'અહો ! બ્રહ્મનાદ ગાજે.' અને પછી તો એવું થયું કે જાણે રાસ વિનાનું નાટક જ ન હોય. 'ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે' એ શ્રી બાપાલાલ ભાઇશંકર ભટ્ટનો સુબોધ-ગરબાવળીમાંનો જસમાનો રાસ પણુ સતીભાવિની લલનાઓએ હોંશથી ગાયો. તે પછી ૧૯૧૦માં છપાયો મ્હારો પહેલો રાસસંગ્રહ. ઠીક છે; લોકને એ રાસ ગમ્યા; સુન્દરીઓએ સારા કહ્યા; રાસર-સિયેણોએ મનમાન્યા ઝીલ્યા. પણુ સુન્દર મનોહારી જૂના રાસોનો

ઉમંગઉછળતો ઉપાડ એમાં નથી. મ્હારા રાસથી મ્હારી રસભાવના હજી તો પરિતર્પાઇ નથી. અને પછી તો પ્રત્યેક નવકવિતાકારે રાસ રચ્યા છે. ખબરદાર, લલિતજી, કેશવ શેઠ, શ્રી રાયચુરા, શ્રી વસન્ત-વિનોદી ( ડૉ. ચન્દુલાલ દેશાઇ ), સ્વ. ડાહ્યાભાઇ પટેલ, શ્રી મૂલજી વેદ, સ્વ. બોટાદકર, શ્રી વાસુદેવ શેલત, શ્રી દેશળજી પરમાર, શ્રી મજમુદાર, શ્રી ચન્દુલાલ મહેતા, શ્રી મનહરરામ, શ્રી ચન્દ્રકાન્ત ઓઝા, શ્રી પ્રભાસ્કર, શ્રી ત્રિભુવન વ્યાસ, સ્નેહરશ્મિ, શ્રી ચન્દ્રશંકર પંડ્યા: સ્વ. વિજયાગૌરી ત્રિવેદી, સ્વ. કનુલક્ષ્મી દવે, સ્વ. ચૈતન્યબાલા મજમુદાર, સ્વ. ત્રિભુવનતનયા, સૌ. દીપકબા, શ્રી જ્યોત્સ્ના શુક્લ: શ્રી નૃસિંહાચાર્યસંપ્રદાયનાં સાંપ્રત આચાર્યશ્રી અને નવલરામભાઇનાં દૌહિત્રી શ્રી આચાર્યપત્ની: એ સહુની રાસરચનાઓ ગુજરાતવિદિત છે. અને શ્રી શેઠના, શ્રી રાયચુરાના, સ્વ. બોટાદકરના, શ્રી પ્રભાસ્કરના તો નિરનિરાળા રાસગ્રન્થો પણ છે. અને શ્રી ખબરદારનો રાસસંગ્રહ તથા શ્રી પ્રભાસ્કરનો ને શ્રી ચન્દ્રકાન્ત ઓઝાનો બીજો ભાગ થોડુકમાં છપાવાના છે. અને છેલ્લે છેલ્લે છપાયા, અંજલિઝીલ્યા મેઘજલ સમા, શ્રી મેઘાણીના 'રઢિયાળી રાત'ના પ્રાચીન રાસસંગ્રહ. એમની પ્રસ્તાવનાઓએ તો ભૂમિભરમાં પોકાર પાડયો કે અમને સાંભળો. અને પછી ઓણુ છપાયો મ્હારો બીજો રાસસંગ્રહ. નર કે નાર, આજ કોક જ આપણી કવિતા રચતાં હશે જે રાસ નહિ રચતાં હોય. ગુર્જરસરસરિતાઓનાં ગુજરાતીઓ પાણી પીએ છે, ગુર્જર-ભૂમિના ઘઉંચોખા આરોગે છે: આજનાં આપણાં કવિમયૂરો અને કવિયત્રીકોકિલાઓ પણ આજ પાછાં આપણી કવિતસંગીન દેવીઓને ભક્તિભાવે અભિનન્દતાં ને ઉપાસતાં થયાં છે.

આપણો યુગયુગજૂનો સંસાર સંસ્કારસોહામણો છે; ને એ સંસારે રાસનાં ને રસરાજનાં પર્વ છે. જલભર્યા મેઘ આવે ત્ય્હારે મેઘ પેરે હૈયાં ઉભરાય એમ આષાઢી પૂર્ણિમાએ નગરનગરે બાલિ-

કોત્સવ થાય છે, ને આષાઢી અમાવાસ્યાએ સુન્દર્યુત્સવ ઉજવાય છે. જન્માષ્ટમી ને રામનવમી છે વૈષ્ણવી રાસપર્વ. વસન્તપૂર્ણિમા ને શરત્પૂર્ણિમા તો છે ગુર્જરસુન્દરીના ચન્દનીના ચોકચીતર્યા રસોત્સવ. પ્રતિવર્ષ સ્વામી નારાયણ સંપ્રદાયના ચતુર્દિશા સમા ચાર સમૈયા ભરાય છે, ને સમૈયે સમૈયે સાધુ–સન્તો ત્રિરાત્રી કે પંચરાત્રી રાસ રમે છે. કેટલાક બ્રાહ્મણવર્ણોમાં લગ્નોત્સવ પ્રસંગે વ્હેવાણો લગ્નમંડપે હમચી ખૂંદે છે. પણ રસના પર્વ સમું રાસનું પરમ પર્વ તો શરદની નવરાત્રિ. નગરનગરે શેરીએ શેરીએ ચોકે ચોકે નર ને નાર આજે યે ટોળે મળે છે ને રસરાસ ઝીલે–ઝીલાવે છે. શરદની પૂર્ણિમા પેઠમ સુન્દરીની પણ સૌન્દર્યપૂર્ણિમા ત્ય્હારે ખીલે છે.

આપણા આ નવયુગમાં યે રાસનાં નવપર્વ મંડાયાં છે, પણ હજી સંસારસત્કારાયાં નથી. વસન્તોત્સવો ને શરદુત્સવો, કન્યાશાળાઓના ને સ્ત્રીમંડળોના ઉત્સવસમારંભો નવસુન્દરીનાં નવયુગનાં રાસપર્વ છે. પણ નવરોપ્યા ફૂલછોડ સમા ત્હેમણે હજી આપણા સંસારે મૂળ માંડ્યાં નથી કે ફૂલડે પ્રફુલ્યાં નથી. હજી તો એ સંસારના શોભાસમારંભો છે, સંસારના જીવનસમારમ્ભો નથી થયા. હજી તો એ નગરમન્દિરે ઉજવાય છે, ગૃહિણીને ઘરઆંગણે ઉજવાતા નથી.

રાસનાં નવ પર્વ સ્થાપ્યાં તેમ નવસુન્દરીએ રાસને નવશણગારે સજાવ્યા છે. મંગલ અવસરે જાગે ઘૂમતી ભક્તિભાવિકાઓ માટલી કે ગાગર લઇ ઘૂમરી ઘૂમતી એને સ્થાને આજ ઘણુંખરૂં કોપરબરાસના લોટા આવ્યા છે એ તો મોતીને બદલે 'કલચરિયાં' મોતી આવ્યાંઃ એમાં કલાવેલ મ્હોરી નથી. તેમ દામણીયાળા હિંગળોકપૂર્યા શિરસેંથલે જાગમંડપ લેઇ જોગમાયાની સાહેલી શી ઘૂમતી સુન્દરીની પેરે ઘૂમવાની આજ રસવૃત્તિ થાય ત્હો યે એ અંગનાં

જેમ નવલોહ્યાણીમાંની થોડીકમાં હશે. ઠેસિયાનો પાયઠમકો યે ઓછો થયો છે; તેમ અણુવટ વીંછિયાં માંછલીઓ ઝાંઝરઃ ઘૂઘરિયાળા ચણિયા ને પાયઅલંકાર ઓસરી જતાં એ ઘૂઘરીનો રણકો પણ રાસમાંથી ગયો છે. છતાં રંગબેરંગી રાસદંડ, ઝાંઝો ઝમકારતી ખંજરીઓ, મિ. નરસિંહરાવની ટોળ છતાં યે લલિતજીને હૃદયપ્રિય મંજુલ-ગુંજતા વિજયશાળી મંજીરા, ઉરના સૂર સમી વાંસળીઃ નવસુન્દરીએ ધરાવેલા નવરાસના એ અલંકારો છે. રાસ રમતાં રમતાં ગોફ-ગુંફન પણ રચાય છે. ફૂલને શણગારવાં એ કપરૂં છે, એમ રાસને શણગારવા યે કપરા છે. ગુજરાતની રસરસિયણોએ એ કપરૂં રસ-કાર્ય કીધું છેઃ આપણા સંસારના શણગારરૂપ રાસને રસસામગ્રીથી શણગાર્યા છે.

રાસ એટલે ગીત ભાવ વાદ્ય ને નૃત્યનો સંવાદ. અને એ ચારેયને બહલાવનાર, એમની ફોરમને ફોરાવનાર, એમનામાં ચેતન-પૂરનાર સંવાદસર્જક પ્રાણતત્ત્વ તે હીંચ.

તો પ્રશ્ન એ થાય કે હીંચ એટલે શું ?

સાબરનો આ કાંઠો હીંચ ને ઓછું ઓળખે છે. સંગીતશિક્ષકો-મ્હને કહ્યું છે કે શાસ્ત્રીય સંગીત હીંચને ઓળખતું નથી. સોરઠ હીંચને પિછાને છે, સોરઠિયાણીઓ હીંચની સહિયરો છે.

શ્રીમાળી બ્રાહ્મણના લગ્નોત્સવોમાં એક રસિક લોકવિધિ છેઃ હમચી ખૂંદવાનો. લગ્નતિથિઓમાં વરપક્ષ ને કન્યાપક્ષની વ્હેવાણો એક દિવસ લગ્નમાંડવડે મળે છે ને ગીત ગાઇ હમચી ખૂંદે છે. એ હમચી એટલે એક પ્રકારનો સાદો કુલગૌરવવન્તો નાચ.

હીંચકો તો ગુજરાતે ઘેરેઘેર ને કુંજેકુંજે છે. જગતની મહા-

પ્રજાઓના ગૃહશણગારનાં રાચરચીલાંનું પ્રદર્શન ભરો: હીંચકો ગૃહશણગારનો તાજ છે.

હમચી, હીંચકો, હીંચકવું, હીંચ: એ સહુ એકકુલોત્પન્ન શબ્દ-પરિવાર છે.

હીંચ એટલે એક જાતનો હિંડોળ; અમુક પ્રકારનો આરોહ-અવરોહ; ઉર્મિના ઉછળાટનો ઝોળ.

આઠદશેક વર્ષો ઉપર સાન્ટાક્રુઝને રાજમાર્ગે અમે જતા હતા, ગોકુળઅષ્ટમીનો જન્મોત્સવ ગોકુળના મહારાષ્ટ્રી ઘેરૈયા ઉજવતા તે જોતા હતા. લોકજીવનના રસરસિયા સંગાથીએ કહ્યું: 'કવિ! કવિતાનું ડોલન એક જ નથી હો! ડોલન, ઝૂલન, ધૂનન—'

એ ધૂનન તે ચલતી: એ ઝૂલન તે હીંચ. કવિતામાંના ડોલનનો અર્થ આજ આટલે વર્ષે હવે ગુજરાતને ફરી સમજાવવો પડે એમ નથી.

હીંચનો પહેલો હિંડોળ હાલારમાં સાંભળ્યો: ૧૮૯૩માં, મોરબીના દરબારી બેન્ડમંડળમાં.

ગેરવાની ડાળે રે રૂખ્ખડિયો ઝરૂંબિયો;
એવો ઝરૂંબ્યો કાંઇ મોરલી માથે નાગ જો!
એવો ઝરૂંબ્યો કાંઇ નરને માથે નાર જો!
રૂખ્ખડ બાવા! તું હળવો હળવો હાલજે.

બેન્ડ વાગતું ને સહુનાં હૈયાં હિંડોળે ચ્હડતાં. સ્વ. વાઘ ઠાકોરની સ્વદેશીભાવનાનું એ એક રસિક કલાવિધાન.

ઓધવજી! સન્દેશો કહેજો શ્યામને

એ સાદા ચરણને હીંચને હિંડોળે ઝૂલાવિયે તો પેલો ઢાળ થાય.

પછી ૧૮૯૬માં મોરબીનીયે પેલી પાર, હાલરને તીરે, રણને કંઠે ન્હાની બરાળમાં સાંભળેલી બાળાઓની એક કડી સાંભરે છેઃ

આ ઘૂમે-ઘૂમે ઘમઘોર વાદળ વરસે છે;
આ વીજળડી વૈશાખ ચૅાગમ ચમકે છે.

એ માસે ના જઈયે રે પિયુ! પરદેશમાંઃ દલપતરામના એ ધ્રુવચરણમાં હીંચની છાયા છે.

ઓધવજી! અબળા તે સાધન શું યે કરે? ઓધવજીને પૂછતી પ્રેમઘેલી ગોપીજનનો અન્તર્પલટો એ છેલ્લા અક્ષરચતુરંગના ઝોળમાં ઉતરેલો છે.

સજની! શા માટે રીસાણી કે રાણી રાધિકા રે લોલ?
એ દલપતરામની ગરબી.

વનમાં બોલે ઝીણા મોર,
કોયેલ રાણી કિલ્લોલ કરે રે લોલ.
× × × ×
એવો મ્હારો નાવણનો કરનારો,
જાદવરાય ક્યહારે આવે રે લોલ?
આવશે સાતમ ને સોમવારે,
આઠમની અધરાતે રે લોલઃ

દલપતરામના એ જ ઢાળનો હીંચને હિંડોલે ડોલન્તો એ સોરઠી રાસ.

 ૧૪૪૮૧

સોળ–સોળ ગોપીઓ ટોળે મળી રે;
જમના ઝીલવા જાય,
વ્હાલા ! અળગા રહોને.

આપણે ત્ય્હાં ગુજરાતે એ ગરબી ત્રણ તાળીની રમઝટમ ચલતીને ઢાળે ઘૂમતી બાળાઓ ગાય છે. એ જ ઢાળ

ઝરમરિયાનું ઝૂમખડું રે;
જાદવકુમારનાં રાજ,
આછા ઝરમરિયા રે:

થામાં, હીંચના હિંડોળે ડોલતી, પૃથ્વી પેરે દેહવેલના ધરીઘૂમ ને રાસના મંડળરમણે મયૂરીડગલે સંચરતી, ઢોલકના કલબોલ સા ગાતી, સોરઠિયાણીઓને દીઠી છે.

દલપતગરબાવળીમાં ગરબી છે.

આવો–આવોને સખિઓ ! આજ ભરતજ ભરવાને.

રાજકોટ હિન્દુકન્યાશાળાની બાલિકાઓએ એ ગરબીનો રાસ કીધો હતો. પાયવેલની ઠેશીઓનો ઠમકો લેઇ–લેઇ, ગીતને ને દેહવેલ હીંચને હિંડોળે ચ્હડાવી, ગુજરાતની એ ગરબીનો સોરઠી રાસડો કીધે

રાસમાંનાં ગીત કવિત નૃત્યના ઊર્મિઉછળાટનું પ્રાણતત્ત્વ હીંચ હિંડોળ છે. રાસ રચનાર ગાનાર ઝીલનાર એ રસહિંડોલે જેટ તન્મય થાય એટલો રાસ જામે. ચાલવું ને ઠમકાથી ચાલવું, ન માંથી અખંડ ધારા પડે ને ઊર્મિહિન્ડોલે ડોલતાં સરિતજલ વહે એવો એ રસભેદ છે. ભેક બે કે જાહ્નવી સાગરતરંગાવલિના હેય

હિંડોલે હીંચકેલાં જલરસિયાં એ તરંગઝૂલનનાં નિજનિજનાં અનુભવ સંભારણાં સંભારશે તો હીંચનો અર્થ સહેજે સ્હમજાશે.

એક વાર ગોકુળ આવજો,
ગોવિન્દરાય ! એક વાર ગોકુળ આવજો;
શોભીતા શણગાર લાવજો,
ગોવિન્દરાય ! એક વાર ગોકુળ આવજો:

અથવા

ચન્દનથી ચોળાઇ રિયા, હરિ ! કિંયાં ગિયા'તા ?
આ ફૂલની ફોરમ ફોરાય:
કિયો ને હરિ ! કિયાં ગિયા'તા ?

અથવા

લ્યો–લ્યો, મોતી વેરાણાં ચોકમાં.

લ્યો–લ્યો, સસરાજી મ્હારા રાજવી;
લ્યો–લ્યો, સાસુ સમુન્દરલ્હેર:
રાજ ! લ્યો–લ્યો, મોતી વેરાણાં ચોકમાં.

પાવલિયાની ઠેશીઓ લેતી ઠમકેથી ઠમકતી સોરઠિયાણીઓ એ રાસડાઓને અજબ રસહિંડોલે ડોલાવે છે: જાણે વસન્તવેલીઓ ફૂદડી ફરવા નીસરી !

મોરલાના ધણને નદીપટમાં રમતું દીઠું છે ? –ત્રીસ–ચાળીશેક મોરલાનું સ્હાંજે પાણીઆરે પાણી પીવા આવેલું ધણ. મંહી પાંચ–સાતેક કલા કીધી હોય ને નાચતા હોય : એવો સુન્દરીઓનો કલાકલાપ રાસ રમન્તાં હૈયાના ને અન્તરિક્ષના અનિલપ્રફુલ્લ્યો ખીલી રહે છે.

ગુજરાતે તો રાસને તાળાં દેવાતાં–દેવાતાં રહી ગયાં. દયારામભાઇને અમદાવાદના નગરમન્દિરમાં ન પેસવા દેનારા ચોકૂખલિયા

કેટલીક વર્ષો ઉપર જાગ્યા હતા. સદ્‌ભાગ્યે સુબુદ્ધિ વિજયશાલિની નીવડી, ને દયારામભાઇને નગરમન્દિરે પધરાવ્યા.

સ્વામી નારાયણનાં કીર્તનોમાં પણ હીંચના હિન્ડોળનો રસઝોળ મનમોહન રસોર્મિએ ઝૂલન્તો છેઃ

જોઇ રસિયો રૂપાળો રંગરેલ રે
ઘેર જવું નથી ગમતું.

કેમ કહો છો 'ગાય ન્હોતી?', મ્હારા વ્હાલા!
કેમ કહો છો 'ગાય ન્હોતી' રે?
સોનાશીંગડીએ ને રૂપાની ખરીએ,
હીરની દોરીએ હતી રેઃ કેમ કહો છો૦

ત્હારો ચટકરંગીલો છેડલો, વ્રજચન્દા રે!
કાંઇ નવલ કસુંબલ પાઘ, નન્દના નન્દા રે!

પૂર્ણિમાછલકાતા મન્દિરચોકમાં કે ગોમતીતીરે આંબાવાડિયાને કુંજછાંયડે સાધુસન્તના એ રાસ સાંભળે-નિરખે ત્હેને હીંચ શું એ અણુરહમજાયું ન રહે.

ઋષિરાયજી તો અર્વાચીન છે; એએક વર્ષ ઉપર જ વિદેહ થયા; દલપતરામ પાસે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં હતા. એમનાં કીર્તનોનો હીંચહિંડોળ પણ ઉર્મિઉછળતો હૈયાંડોલાવન્તો છે.

ભલે શુકન થાવ સારા, આનન્દ છે રે લોલ.

કાળજાની વાત કેને કહિયે?
ગોવાળિયે ઘેલાં કીધાં રે.

દેખો સખિ ! ડોલરિયો,
કાલિન્દરીને કાંઠડે ઉભો રે.

વઢકારી નારી એને કહે છે વઢકારો;
હાં રે મ્હેં તો દીઠો છે ડહાપણનો દરિયો:
કાલિન્દરીને કાંઠડે ઉભો રે.

ચાળીશેક વર્ષ ઉપર સૂરતમાં ભવૈયા રમતા'તા: પાયે ઘૂઘરા બાંધીને સાક્ષાત્ નાચતા નાચતા

સુન્દર વેણુ વાગે, વેણુ વાગે

ગાતા દીઠા—સાંભળ્યા હતા.

એ નૃત્યકલાની બારાખડીને પગઠમકે ને હીંચહિંડોલને રસહીંચકે ગરબી ચ્હડે તો ગરબીનો રાસડો થાય.

એક વેળા એક કેવળસ્થૂલવાદી વિજ્ઞાનવેત્તા ( A materialist scientist )એ પૂછ્યું: 'આત્મા—આત્મા ! આત્મા જેવું છે શું ? હોય તો બતાવોને.' ઉત્તર દીધો: 'શબ તો દીઠું છે: જીવતું માનવી યે દીઠું છે: બીજામાંથી પહેલું બાદ કરો, ને જે શેષ વધે એ આત્મા.'

એમ:

સારૂં—સારૂં રે સૂરત શ્હેર, મુંબઇ અલબેલી: એ ગરબી.

એવો નન્દકુંવર શું નેહ, ભીંજે મ્હારી ચુન્દડલી: એ રાસડો.

બીજામાંથી પહેલા ચરણની બાદબાકી કરશો તો શેષ વધશે એ હીંચનો હિંડોળ.

ને એ હીંચનો હિંડોળ તે રાસનું પ્રાણતત્ત્વ.

માનવીમાનવીએ રુચિભેદ હોય. પણ સર્વસુન્દર રાસ રમાતો મ્હેં તો દીઠો છે રાજકોટમાં, જામનગર ઉતારાના એકઢાળિયામાં. દીવાસાનું પર્વ હતું, નમતો પહોર થયો હતો, દશેક ખવાસણો હતી. વચ્ચે એક લોલણી ધીમું ઢોલક બજાવતી'તી; થામાં ગીત ગવાતું 'તું; ને-પૂર્વે કહ્યું છે તેમ-પૃથ્વી પેઠે બે ગતિએ-ધરીચક્રે ને સૂર્યભ્રમણે પ્રત્યેક ઝીલનારી નાચતી'તી. દલપતરામના સરસ રાસ સાંભળ્યા છે બે: અમદાવાદના રાજમાર્ગે શરદની ચન્દનીમાં 'એ માસે ના જઇયે રે! પિયુ! પરદેશમાં:' અને રાજકોટ હિન્દુકન્યાશાળામાં 'ભરત જ ભરવાને.' ને નર્મદનો સાંભળ્યો છે એક: 'સ્હાંજની શોભા તે રળિયામણી.' બાળાઓની રસરમતોનો રાસ રમ્યો છે એક: કે મોરૂ! મોરૂ! કયહાં થકી જઇશ? ભમર ભૂલી મોરલી રે! કાન્તનો 'મહેમાનો ઓ વ્હાલાં!', ખબરદારનો 'ગુણવન્તી ગુજરાત', રામમોહનરાયનો 'જળ ભરવાને ચાલો રે' ઉત્સવસમારંભોમાં અનેક વેળા સાંભળ્યા છે. રામમોહનરાયનો 'મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો,' મિ. નરસિંહરાવનો 'આવો ફૂલડાં મધુરાં રે!' અને શ્રી મનહરરામનો રાસ 'આવો-આવો, પધારો, મોંઘેરાં મહેમાન!' કન્યાશાળામાં ગવરાવેલા પણ છે. કેશવ શેઠનો નિરાશાનીતરતો રાસ માથેરાનને શિખરે સાંભળ્યો હતો: 'નિર્જન વનવગડે, અલી વાદળી! જળ શાં ઢોળવાં અમથાં?' ને 'કેવડિયે ગૂંથી છાબડી રે' એ રંગ ચિત્ર સુગન્ધભર્યું ચરણ તો ચોરી લેવાનું મન થાય છે. લલિતજીનો ઉરડોલાવન્તો રાસ 'આવ્યા આવ્યા આષાઢીલા રાજ, ડોલે એવાં હૈયાં, સખિ!' એ તે આઠ માસે આવતા મેઘનો રાસ છે, કે વર્ષા પ્હેલાં ઘેર વળતા કન્થ કોડામણાનો? 'કોણે હિંડોળી આ હીંચકાની દોર?' એ રાસ ગઇ નવરાત્રીમાં મ્હારે આંગણે ગવાતો સાંભળી હું તો મન્ત્રમુગ્ધ થયો

હતો: નકલ ઉતરાવી મંગાવી. કોકે કહ્યું 'છપાયો છે, ત્રિભુવન વ્યાસનો છે.' બોટાદકરના ઘણાખરા રાસ—સાંભળ્યું છે કે—બેએક માસમાં જ રચાયેલા છે એ હકીકત ઉત્તરાવસ્થામાંનો યે એમની નાડીઓમાંનો રૂધિર થનગનાટ સંભળાવે છે. સકલ રાસમંડલે શિરોમણિપણાનો મ્હને તો પક્ષપાત છે 'આશાભર્યાં''નો. મેઘકંઠીલો ચારણ એ ગવરાવતો; દરબારો કારભારીઓ ભાયાતો કુંવરો એમાં નવરાત્રીએ ઘૂમતા: મ્હને યે રાસે ફરતાં આવડતું હોત તો હું યે એમાં ઉતર્યો હોત. પુરુષરાસધારીઓના રાસ ગમતા'તા દરબારશ્રી ગોપાળદાસની ઢસાની રાસમંડળીના અને હમણાં જ દીઠેલા ઉમિયાપુરી (ઉંઝા)ની ખેડૂતમંડળીના:

દળ હાલ્યાં ને વાદળ ઉમટયાં;
ગોકુળમાં ટહુકયા મોર:
કે રમવા આવો, સુન્દરવર શામળિયા!

અને

રસિયો રસે ભર્યો રે,
વ્હાલો મ્હારો વિઠ્ઠલવર વરણાગી રે.

અને

ગોકુળમાં મ્હારૂં ઘર છે,
નન્દલાલ! ગાગર ભરવા દે.

સર્વશ્રેષ્ઠ એકાકી ચરણ તો એક સન્ધ્યાએ દૂરવાહિની કો અનિલલહરી જૂનાગઢમાં આવી શ્રવણપુટમાં ઢોળી ગઇ'તી: 'સાથે સખરસ લેતા જાજો, કે આગળ નહીં મળે રે લોલ.' 'કારતક રસની કુંપળી' ને 'કરડચો શ્યામભુજંગ' પદઝળહળતા રત્નાના મહિના 'મહિનાઓ'ના સાહિત્યસંગ્રહે મુગટમણિ લાગ્યા છે. 'અલબેલો છોડીને નહિ થઉં આરજા' એ પદમાં ગોપીહૃદય—કે જગત્‌રસિકાનું હૃદય ઠલવાયું છે

એવું એક પદમાં ક્યહાંક જ ઢલવાયું હશે. ગીતવિહોણી એકલી અંગહિંડોલની હીંચ ખેલાતી યે દીઠી'તી જીર્ણ્દુર્ગના રાજચોકમાં: એ તો હતી વેલીવૃન્દ પેઠે ઉછળતી દેહડાળીઓની સુકુમાર નૃત્યકલા. રાસમંડળે મ્હારી રસિકતાને ગમે છે, ટેનીસને ભાખ્યા છે એવા League–long rollers thundering on the shore સરિખડા, રસપ્રલંબ ઢાળ ને ઉરપ્રલંબ સૂર: આશાભર્યાં, વનમાં બોલે ઝીણા મોર, મોરૂ મોરૂ, વીંઝણો રમણુ ચ્હડયો રે લોલ. ઘેન ભરી અર્ધતન્દ્રા શી રાસની રસખુમારી, બ્રહ્મવલ્લીના ઉન્માદનિશા સમી, તો એકદા ચ્હડી'તી વેરાવળમાં, પાટણદરવાજાની અગાસીમાં. છપ્પનકોટિ યાદવકુલને ઓહિયાં કરી ગયેલો સન્મુખ સાગર ઉછળતો; આઘે ક્ષિતિજની પાંખમાં જગતયશસ્વી સોમનાથનાં ઇતિહાસખંડેર લપ્પાતાં; ચન્દનીધોળી વેગાવળની હવેલીઓ ઉપર સન્ધ્યાની સન્ધિકા વરસતી. પઢિયારજી હતા, બીજા બેએક મિત્રો હતા. એ એક ગ્રીષ્મની સાવંસન્ધ્યા હતી એક ભાઇએ સહજ જ છેડયું:

કાળી–કાળી વાદળીમાં વીજળી ઝબૂકે;
કાળૂડો ઘન ઘોર:
ડુંગરમાં બોલે છે મોર.

સાચે જ એ રસકેફ હતો. એ પછી પ્રભાસથી એક સંગીતશિક્ષક આવી દોઢેક કલાક ગાઇ–બજાવી ગયા: શિષ્ટાચાર કીધા, હૈયું અણુ માત્રે ન્હોતું પરોવાયું. દિલ તો ડોલતું'તું પેલી રાસધુનમાં: ડુંગરમાં બોલે છે મોર. પ્રભાસના ઇતિહાસખંડેરો નિહાળી બેએક દિવસે ચોરવાડની લીલમલીલી કુંજોમાં જઇ 'પ્રીતમને દીઠો'તો ન્હોર' લખ્યા પછી એ રાસખુમારી ઉતરી. અનેક ઉસ્તાદો ને રામજણીઓના ગીતરસિયા મુંબઇના એક લક્ષ્મીપુત્રે કહ્યું હતું કે

જીંદગીભરમાં ગીતમાધુર્ય તો એમણે ઝીલ્યું'તું એક વેળા, પેટલાદમાં: 'માલણ! ગૂંથી લાવ ગુલ્ખિયલ ગજરો.' સુરતમાં રાધાના ને વડોદરે પુષ્પાગૌરીના રાસ લોકકીર્તિત હતા, સાંભળ્યા નથી. ઝીલનારીઓના હાસ્યઢોળાતા રાસ બે સાંભળ્યા છે: એક તો દલપતરામનો.

> એક હતી મુસાફર ઘેલી, રે સુણજો સાહેલીઓ!
> એની આગળ એક તંપેલી, રે સુણજો સાહેલીઓ!

અને બીજો

> મ્હેં ટો આજે કીઢાં'ટાં પટરવેલિયાં રે લોલ.

અમારી પોળમાં એક યુવતિ બોલતાં તોતડાતી; ને એની ટીંખળી સહિયરો કદિક કદિક એ બાઇ કને રાસ ઉપડાવી ટીંખળ કરતી.

> જોયા બે જૂના જોગી રે, કહે સહિયર! તે કોણ હશે?

કેન્ટની A priori conditions of knowledge કાલ ને અવકાશ વિશેની દલપતરામની એ ગરબી ભવ્ય મહાસત્યોને સંસારઝીલાતાં સરળ કરી ગાય છે. અમદાવાદમાં લોદણોના ગરબા, રાજકોટમાં બીલડીઓનાં ઝીલણિયાં, જામનગરમાં ખવાસણના રાસડા, ગિરિનગરે નરસિંહવિખ્યાત ઢેઢડીઓનાં રાસગીત આજે યે કોયલમધુરાં ને સંસ્કારઝંખવાયેલાં રતન જેવાં જૂના ઝગમગિયા શા ઝબકે છે. મીરાણીઓના કિન્નરકંઠ તો શોક કે આનન્દ અવસરે રાજદરબારોના શણગાર છે. મ્હારે સદાના અણસાંભળ્યાના ઓરતા રહી ગયા એક સુદામાપુરીમાંના રાજરાસના: સ્વ. નથુરામ કવિએ ન્હોતર્યો હતો, પણ ન્હોતું જવાયું. ભારતનું રાસતીર્થ ગુજરાત છે: પણ ગુર્જરકુંજોમાં યે રાસેશ્વરનું નિજમન્દિર તો છે એ રસેશની રસભૂમિકા સોરઠમાં. ઘટાઘટાપાતી કોયલ બોલે, ઝરણે ઝૂકી મયૂરો ટહૂકે, ચન્દનીમાં ઝીલાં ખાતી ચકોરડી ગાય, એવી આજે યે સોર-

ઠિયાણીઓ રાસે ઘૂમે છે. રાસરસિયાંઓ! રાસ સાંભળવા હોય તો સોરઠે સિધાવજો.

કોઇ રાસકોડિલો જાગે, પૃથ્વીપરકમ્મા કરાવે, ને દુનિયાને દાખવે એ સોરઠિયાણીઓના રાસ. રશિયન બેલેટ ડાન્સર્સ ને સ્પેનિશ સોનેટ્ટા સીંગર્સને ઘડીક તો એ વીસરાવે, ને જગત્જનતા ભૂલી છે એવી રસકલાનાં દુનિયાને રસદર્શન થાય.

જૂની ને નવી આપણી કવિતાને ઝીલવામાં ગુર્જરસુન્દરી પાછળ નથી એની હજી યે પ્રતીતિ જોઇએ છીએ? ગુર્જરસુન્દરી કવિતા ચરતી ઉછરે છે એની હજી યે આશંકા છે? તો જાવ ને નિરખો ફૂલમંડળીઓ સમા વિધવિધના ગૂંથાતા જૂનાનવા રાસના રાસસંગ્રહો. એ રાસસંગ્રહો સાક્ષી પૂરે છે કે ગુર્જરસુન્દરી ગુર્જરકવિતાનાં દૂધ પીપીને દૂધમલ ઉછરે છે. દલપતે કાવ્યદોહનત્રયી રચી; ને નર્મદે દયારામસંશોધન કીધું—એમ પ્રાચીન કવિતાના બહુમાનથી આપણો નવયુગ બેઠો. આજના સાહિત્યસંસારે લોકસન્માન્ય અનેક સાહિત્ય-પ્રથાઓ સાહિત્યપરિષદના પિતા સ્વ. રણજિતરામ સ્થાપી ગયા છે; ને એમાંની એક તે લોકગીતોનો સંગ્રહ. અશુદ્ધ, કદરૂપી, આંખને અણગમતી ચતુરસુન્દરસ્ત્રીવિલાસ ગરબાવળીના જેને આદર નથી એ રાસોત્સવનો ઉત્સવિયો નથી. નડિયાદમાંથી પ્રગટ થએલો સ્વ. ચતુર-લક્ષ્મીનો સંગ્રહ પ્રાચીન રાસસંગ્રહોમાં કદાચ સર્વોત્તમ હશે. શ્રી. મેઘાણીની, મીઠાં જલનાં સરોવરો સમી, સંગ્રહત્રયીમાં સોરઠનાં જૂનાં રસઝરણાં ઝીલાયાં છે. નવા રાસોના અનેક રાસસંગ્રહ વિધવિધ રુચ્યનુસાર રાસરસિયાંઓએ છપાવેલ છે. અમદાવાદની શ્રી બન્ધુ-સમાજની ગીતમાળા એ એવો પ્રથમ રાસસંગ્રહ. પછી આજે તો પ્રત્યેક ઉત્સવસમારંભે સમારંભે ઉત્સવચોપાનિયાં પ્રગટ થાય છે.

નવરાસસંગ્રહોમાં આ રાસકુંજનો રાસસંગ્રહ સર્વમ્હોટો ને સર્વોત્તમ છે. ૧૭૩ ગીતો અને ૬૪ નાનાવિધ રાસ રચનારાંઓનો બીજો આવો રાસસંગ્રહ છપાતાં વર્ષો વીતશે. આ રાસસંગ્રહ એટલે અનેક કલારસિકોનો સહકાર. આમાંનાં સહુ ગીતો સારાં કે એકસરખાં છે, કે સહુ ગીતો સહુને ગમશે એમ નહી. પણ સૌ. શાન્તિગૌરીનાં કોડ ઉત્સાહ શ્રમ ખર્ચ વિનવણીઓ ઘડીક અળગાં રાખિયે ત્હો પણ ગુર્જર કવિતા ને ગુર્જર સંગીતની એમની ભક્તિભાવભરી ઉપાસનાનું તો આ સંગ્રહ મૂર્તસ્વરૂપ છે. સૌ. શાન્તિગૌરી કહે છે કે 'અમે નવસુન્દરીઓએ નવકવિતાને ઝીલી છે; આ રાસકુંજ અમારી સાક્ષી. રાસપર્વ ઉજવવાને વર્ષોનાં રસશ્રમ અમે વેઠિયે છીએ; આ રાસસંગ્રહ એનું મનોરથફલન.' ને આ સંગ્રહની વિશેષતા તો છે એનો સહચારી સંગીતગ્રન્થ. સંગ્રાહિકાની સંગીતભાવના એમાં ઉતરેલી છે. હીચમાં તો નહિ; પણ રાગરાગણીમાં ગોઠવી રાસગીતોની સારીગમો એ ગ્રન્થમાં એમણે ગૂથેલી છે. આપણી સાહિત્યકુંજે સૌ. શાન્તિગૌરીનાં આ પ્રથમ પગલાં નથી. વીસમી સદીના સ્હવારમાં આપણી સ્ત્રીજનતાને હુલ્લાવનાર સુન્દરીસુબોધના સંપાદક શ્રી રામમોહનરાય કહે છે કે દશેક વર્ષો ઉપર સૌ. શાન્તિગૌરીએ આપણા સાહિત્યોદ્યાને પગલાં પાડયાં છે, ને સુન્દરીસુબોધમાં એમના બેએક લેખ છપાયેલા છે. ગુણજ્ઞ ગુર્જરસુન્દરી સૌ. શાન્તિગૌરીના ઉમંગઉછળતા આ ઉમળકાને ઝીલશે જ. રસરસિયેણ ગુજરાતણને શોભતો સ્ત્રીસમાજ કાજેનો એમનો આ શ્રમ છે. પ્રત્યેક રાસસંગ્રહ પ્રગટે છે એ જાણે ગુર્જરભોમે એક રસવાદળી વરસે છે, ને ગુર્જરજનતાની રસિકતા એથી ઓછીવધતીયે પાંગરે છે. આ રાસસંગ્રહ પણ એક ભરી-ભરી રસવાદળી છે, ને ગુજરાતની રસિકતાને પાંગરાવશે.

ભારતઉદ્યાનોમાં ને જગતચોકમાં રાસ એ આજ ગુજરાતણની રસવિશેષતા છે. ગુર્જર કવિતાનાં, ગુર્જર સંગીતનાં, ગુર્જર નૃત્યનાં, ગુર્જર સુન્દરીનાં, ગુર્જરસુન્દરીની સૌન્દર્યભાવનાનાં રસમૂલ જગત ભલે જૂના ને નવા રાસથી મૂલવી નાણે. આપણા ગુજરાતનાં–ને કદાચ જગતભરનાં–એ સાચાં કવિતમધુર સર્વોત્કૃષ્ટ Lyrics છે.

વિ. સં. ૧૯૮૪
आषाढस्य प्रथमदिवसे.

ન્હાનાલાલ દલપતરામ કવિ



# સંભારણાં

( ઢાળ: વ્હેલા આવજે, હો લાલ! )



રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણાં, હો બ્હેન!
ત્હારે ઝબકે ઝીણાં અતિથિનાં સંભારણાં, હો બ્હેન!
લઉં હું વારણાં, હો બ્હેન!

સાખી: શરદ પુનમનો ચાંદલો ઘડી ચમકીને જાય;
વરસ દિવસ વીત્યે સખિ! દોહલ દર્શન થાય.

અન્ધારી રજનીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણાં, હો બ્હેન!
ત્હારે ઝબકે અમૃતઅતિથિનાં સંભારણાં, હો બ્હેન!
લઉં હું વારણાં, હો બ્હેન!

સાખી: મેઘ ઝરે, રસ નીતરે, આંબો ઝોલાં ખાય;
ખીલે ન મ્હોર, ન મંજરી; સખિ! નથી આ ઋતુરાય.

સૂતી રજનીઓમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !
ઝૂલે રસપારણાં, હો બ્હેન !
ત્હારે ઝબકે રાજનઅતિથિનાં સંભારણાં, હો બ્હેન !
લઉં હું વારણાં, હો બ્હેન !

સાખીઃ દૂર દૂરની કુંજમાં મોર કરે ટહુકાર;
સખિ ! ટહુકામાં જીવવું, મોંઘા મોરદિદાર.

લાંબી રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !
ઝૂલે રસપારણાં, હો બ્હેન !
ત્હારે ઝબકે ઉરનાં અતિથિનાં સંભારણાં, હો બ્હેન !
લઉં હું વારણાં, હો બ્હેન !

કવિ ન્હાનાલાલ

---

## હૈયાંસૂનાં

( ઢાળ : રૂપલા રાતલડીમાં )



નિર્જન વનવગડે અલી વાદળી ! જળ શાં ઢાળવાં અમથાં ?
રણે રગદોળવાં અમથાં ?
એવાં હૈયાંસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

સાખીઃ ચાતક જળવણુ ટળવળે, મેઘ ચડયો ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં, જગ એવું જ નઠોરઃ

છીછરા સરવરને શીદ મલિન જળે અંઘોળવાં અમથાં ?
જવાહીર ઝબોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

સાખીઃ સુગન્ધમિઠ્ઠા લિમ્બડા, રસમાં કડવા ઝેર;
મુખમિઠ્ઠાંના મોહ શા, જો નહિ મનના મેળ ?

ગરજુ જગતગડે વણુપાત્ર પ્રણય શાં ઢોળવાં અમથાં ?
ઉરેઉર જોડવાં અમથાં ?
ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોલવાં અમથાં ?
જીવન શીદ રોળવાં અમથાં ?

સાખી: મોહભીના સંસારમાં જૂઠા મૃગજળ ઘાટ;
મોંઘી સફરો સ્નેહની, આથી ઉરની વાટઃ

વિજન કો વાડીને એકાન્ત ફૂલો ! શાં ફોરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?
કહો, કહાં મળશે વ્હાલો કાન્ત ? સ્વજનના સ્નેહની ય કથા ?
અવરની મારે છે શી તથા ?
—નિર્જન

કેશવલાલ હ. શેઠ

---

# સુહૃદનાં સંભારણાં

( ઢાળ : રૂપલા રાતલડીમાં )



ઉડતી ઉતરે કુંકુમવરણી ઉષા આંગણે, રસરાજ !
તિમિર જગનાં હણે, રસરાજ !
ત્યારે સ્નેહીનાં સહજીવન મધુરાં સાંભરે, રસરાજ !
ઉષાને નોતરે, રસરાજ !

સાખી : નભમંડળથી નીતરે નિર્મળ તેજઉઘાડ;
ઉઘડે પંકજ પાંદડી, ઉઘડે ઉરકમાડ :

ઉઘડે સૂરજ આંખ—અભેદ બ્રહ્મને બારણે, રસરાજ !
જગતહિત કારણે, રસરાજ !
ત્યારે વહાલાંનાં સહજીવન ઉજ્જવલ સાંભરે, રસરાજ !
સૂરજને નોતરે, રસરાજ ! ઉડતી.

સાખી : ઘામ ધખે, ધરતી ધિકે, તપવે તાપ બપોર;
સ્નેહસ્મરણની કુંજમાં પોઢું કદિ તે પ્હોર :

ઉંડું ટહૌકે કોકિલ ઝૂલતાં તરૂવર પારણે, રસરાજ !
જઉં હું વારણે, રસરાજ !
ત્યારે સુહૃદના સહજીવન રસિલાં સાંભરે, રસરાજ !
કોકિલને નોતરે, રસરાજ ! ઉડતી.

સાખી : લીલી કુદરત લખલખે, મ્હેકે ફૂલ તરૂમોર;
મંદ મંદ સમીરણ વહે, શીતળ નમતે પ્હોર :

સારસ કરતાં કેલી સરિતાતટ રળિયામણે, રસરાજ !
સમય સોહામણે, રસરાજ !
ત્યારે પ્રાણસખાનાં સ્નેહજીવન મધુ સાંભરે, રસરાજ !
સારસનોતરે, રસરાજ ! ઉડતી.

સાખી: રંગે ચંચળ રંગથી સંધ્યા સૃષ્ટિ અંગ;
લીલા એ અવલોકતાં ચડે અચળ ચિત્ત રંગ :

સેવું સ્થળ એકાંત ગહનતા કળવા કારણે, રસરાજ !
મંત્ર ગૂઢ કો ભણે, રસરાજ !
ત્યારે રસનાયકનાં સ્નેહજીવન સૌ સાંભરે, રસરાજ !
નિગમને નોતરે, રસરાજ ! ઉડતી.

કેશવલાલ હ. શેઠ

---

## ફૂલ–પસલી

( ઢાળ: રૂપલા રાતલડીમાં )

સોનલ સ્નેહભર્યાં ભાસ્કરના રથ ઓ! આવતા, હો બ્હેન !
સુધા વરસાવતા, હો બ્હેન !
સૌએ જનગણઉર આનંદે અતિ બહલાવતા, હો બ્હેન !
રસેથી રસાવતા, હો બ્હેન !

સાખી : એકલ તપતા આભલે સ્નેહ સુશોભન સૂર;
વીરલો એવો સૃષ્ટિમાં શોભે પ્રેમલ પૂર !

પ્રેમલ પૂણ્યભર્યો ભગિનીરક્ષક એ ભૂપ છે, હો બ્હેન !
ઉરેથી અનૂપ છે, હો બ્હેન !
વ્હાલાં માતપિતા કુલનો એ અમીરસ રૂપ છે, હો બ્હેન !
લલિત સ્વરૂપ છે, હો બ્હેન !

સાખી : એ વીરાની વાડીએ ફાલ્યો ફાલ બકુલ;
ખોબલિયો ભરી લાવિયો રસફૂલડાં દિલડૂલ !

સુંદર નવખીલી કળીઓ કસ્તુરી ઉભરાવતી, હો બ્હેન !
ફોરમ ફોરતી, હો બ્હેન !
ગૂંથી ફૂલ–ગજરો સખિરી ! મુજ કર દીપાવતી, હો બ્હેન !
હૃદય હરખાવતી, હો બ્હેન !

સાખી : ફૂલડે ગજરો શોભતો, ગજરે શોભે ફૂલ;
ફૂલ – ગજરે કર શોભતો, ફૂલ – પસલી અણુમૂલ !

વ્હાલો સ્નેહભર્યો વીર મોદની ગંગ વહાવતો, હો બ્હેન !
સુજાત સુહાવતો, હો બ્હેન !
ખમ્મા ! ખમ્મા ! મારો વીર ઉરે અતિ ભાવતો, હો બ્હેન !
હસીને હસાવતો, હો બ્હેન !

વાસુદેવ રા. સેલત

---

# વિદ્યોદ્યાન

( ઢાળ : રૂપલા રાતલડીમાં )



મનહર સુખકર સુંદર વિદ્યા કેરો બાગ બન્યો ગુલઝાર,
સૈયર ! થાઓની તૈયાર.

લહેકે–બહેકે તરૂવર, તનમન તલ્લિન કરે ખરે ! રસદાર,
સૈયર ! થાઓની તૈયાર.

પેલી વેલી નમેલી નીતિરીતિની, અહા ! કેવી બલિહાર !
સૈયર ! થાઓની તૈયાર.

સાખી : સદ્‌ગુણ ફૂલ ગુલાબનું, આપે અતિ સુવાસ;
શુદ્ધ ચિત્ત ચંપો વળી શોભે તેની પાસ.

ફરફર ઉડે ફૂવારા, પડતી ધારા, વિનયવારિ પુષ્કળ,
સૈયર ! થાઓની તૈયાર.

શોધક અર્થીરૂપે ગુણગુણરવથી ભ્રમર કરે ગુંજાર,
સૈયર ! થાઓની તૈયાર.

વિધવિધ વિદ્યારૂપી શુકસારિકા મધુર કરે ટહુકાર,
સૈયર ! થાઓની તૈયાર.

સાખી : બકુલ મલ્લિકા માલતી, સુમન સુવાસિત સાર,
મુદિત કરે મનને અતિ, સૂચવે પરઉપકાર.

ઝરમર ઝરમંર વરસે જ્ઞાનસુધા અંતરિક્ષની જળધાર,
સૈયર ! થાઓની તૈયાર.

શાંતિ સમિર સુગંધિ શીતળ લહેરે કરી રહ્યો સંચાર,
સૈયર ! થાઓની તૈયાર.

વિદ્યુતકાવ્ય રસીલાં સાક્ષરકૃત કંઇ કરી રહ્યાં ઝમકાર,
સૈયર ! થાઓની તૈયાર.

સાખી : સુકૃત ફૂલ જૂઇ-જાઇના શ્વેત સુગંધીદાર;
લતા લચી રહી તે થકી જાણું સજ્યો શણગાર.
મનહર.

ઉ. જ. સ્માર્ત

---

## ડોલાવણુ વાંસળી

( ઢાળ : રૂપલા રાતલડીમાં )

સ્વર્ગે પ્રગટયા પૂર્ણ પ્રકાશ,
કે શરદ સોહામણી રે લોલ;
સ્વર્ગે હરિ ને શ્રીના રાસ :
ડોલાવણુ વાંસળી રે લોલ.

સાખી : બંસી જગત જગાડતી, નીતરે હરિના નેહ;
અનુકમ્પા ને આશાના અખૂટ અમૃતમેઘ :
ડોલાવણુ વાંસળી રે લોલ. સ્વર્ગે.

સાખી : દેવ રમે, દેવી રમે, ઝરતો રસસંસાર;
સજને નન્દન વન ખીલે, ખૂલે મોક્ષનાં દ્વાર :
ડોલાવણુ વાંસળી રે લોલ. સ્વર્ગે.

સાખી : પૃથ્વીના પટને ચીરે એ પાવન રસનાદ:
પાતાળે ઉઘડાવતા આશામૃતભર આંખ :
ડોલાવણુ વાંસળી રે લોલ. સ્વર્ગે.

સાખી : ડોલે સુર. અસુર ધ્રૂજે, ઝળહળતો જ્યોત ઝીલાય;
ગાઢાં અન્ધારાં સરે, હૈયે હરિ પ્રગટાય :
ડોલાવણુ વાંસળી રે લોલ. સ્વર્ગે.

સાખી : ડોલે ડોલે શેષ, ને ડોલે રે! સંસાર;
શ્રીવર પોતે ડોલતા શ્રીજી ને ઝંકાર
ડોલાવણુ વાંસળી રે લોલ. સ્વર્ગે.

સાખી : સ્વર્ગસુધાને ચાંદલે સખીના મૂર્તિ સોહાય;
જીવડોલાવણી એ છબી મારે જીવે સમાય :
ડોલાવણુ વાંસળી રે લોલ. સ્વર્ગે.

મૂલજી દુર્લભજી વેદ

---

# સોણલાં



સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે :
હૈયાનાં હેત ના સતાવે, સાહેલડી!
આશાની વેલ મ્હારી ઉગી ઢળે.

સાખી : ચ્હડયું પૂર મધરાતનું, ગાજે ભર સૂનકાર:
ચમકે ચપળા આભમાં;
એવા એવા છે પ્રિયના ચમકાર: રે સાહેલડી! ઉરના.

સાખી : ઝરમર ઝરમર મેહુલો વરસે આછે નીર:
ઉન્હે આંસુ નયનો ભીંજે;
એવાં એવાં ભીંજે મ્હારાં ચીર : રે સાહેલડી! ઉરના.

સાખી : અવની ભરી, વનવન ભરી, ઘૂમે ગાઢ અન્ધાર :
ઝળકે મંહી ધુણિ જોગીની;
એવા એવા છે પ્રિયના ઝબકાર : રે સાહેલડી! ઉરના.

સાખી : ઝીણી જ્યોતે ઝળહળે પ્રિયનો દીપક લગીર :
પડે પતંગ, મંહી જલે ;
એવી એવી આત્માની અધીર : રે સાહેલડી! ઉરના.

સાખી : ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચન્દ્રની ધાર :
સ્નેહીનાં સંભારણાં
એવાં એવાં ખૂંચે દિલ મોઝાર : રે સાહેલડી ! ઉરના.

કવિ ન્હાનાલાલ

---

## અણદીઠ જાદૂગર

( ઢાળ : સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી ! )



રજનીના ઓળા આવે, સાહેલડી !
અંધકારના દૂર પડધા પડે;
રૂદનની વેણુ એક વાગે, સાહેલડી !
વિશ્વને ઉર ઢાશોકછાયળે.

સાખી : કમ્પે વાયુ વ્યોમ, ને કમ્પે જગનું ઉર;
સાગરનાં જળ કમ્પતાં,
મ્હારૂં કમ્પે છે હૈયું આતુર, રે સાહેલડી ! અંધકારના

સાખી : ગાજે કાળાં વાદળાં, ગાજે કાળાં નીર:
ગાજે ગેબી ગીત કો,
મ્હને બોલાવે ગાઢું તિમિર, રે સાહેલડી ! અંધકારના.

સાખી : કાયા થથરે કારમી, દીન થરથરતું ઉર;
ચરણો સ્થિર રહે નહિ,
મ્હને ખેંચે અણુદીઠ કોઇ દૂર, રે સાહેલડી ! અંધકારના.

સાખી : દૂર દૂર ત્યાં નાવડી આવે સખિ ! આ તીર;
મુજ કાજે ઉભી રહી,
કોઇ ખેંચે અહી મ્હને ચીર, રે સાહેલડી ! અંધકારના.

સાખી : સૂનું મ્હારૂં દીલડું, સૂની સાગર–વાટ;
સૂની પણું હું એકલી,
નહિ જાણું પણું કયે ઘાટ, રે સાહેલડી ! અંધકારના.

સાખી : અદીઠ કો જાદૂગરે ઘેલું કીધું ઉર;
મુજને નવ કો રોકશો,
અહા ! જાઉં છું દૂર દૂર દૂર, રે સાહેલડી ! અંધકારના.

સ્નેહરશ્મિ

---

## વ્હાલમનું હેત

( ઢાળ : સ્નેહીનાં સોણુલાં આવે, સાહેલડી ! )



આત્માનાં પૂર હો ! ઉછળે, સાહેલડી !
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે;
હૈયાંનાં નીર હો ! ઉછળે, સાહેલડી !
વ્હાલમની વેણુ મ્હારે કર્ણે રમે.

સાખી : રજની ઉજ્જવળ શોભતી ખેલે રૂડા રાસ;
તારક - પુષ્પો મુખ ખરે,
એવાં એવાં છે પ્રિયનાં હો ! હાસ, રે સાહેલડી વ્હાલમનું૦

સાખી : ચાંદલિયો નિજ કર થકી ખેલે કુમુદિની સાથ;
પ્રેમભીની એ ડોલતી,
એવું એવું ડોલાવે પ્રિયનાથ, રે સાહેલડી ! વ્હાલમનું૦

સાખી : ઝરણાં ખળ ખળ દોડતાં, ગાજે મીઠે સૂર;
ચમકે તારા નીરમાં,
એવાં ચમકે હો ! નાથનેણ નૂર, રે સાહેલડી ! વ્હાલમનું૦

સાખી : ઉંચા ઉંચા ડુંગરા, ઉંચા એથી આભ;
ઉંચા શોભે તારલા,
એથી ઉંચા છે વ્હાલમનાં વ્હાલ, રે સાહેલડી ! વ્હાલમનું૦

સાખી : વ્હાલા કેરી વાંસળી સૂણું ચારે પાસ;
પ્રીતમ વ્હેલા આવજો,
મ્હારા સૂના છે પિયુ વિણ વાસ, રે સાહેલડી ! વ્હાલમનું૦

સ્નેહરશ્મિ



# અગોચર દેવમંદિર

( ઢાળ : સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી ! )



પૂરવની પુણ્યજ્યોત પ્રગટી, સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં :
જીવનનું જહાજ આજ ડોલે, સાહેલડી !
કાળનાં કરાળ નીર હેલે ચડયાં.

સાખી : ભવાટવીમાં ભટકીને જ્યારે થાકયા પ્રાણ,
સચ્ચિદાનંદ શોધવા
ભરદરિયે ખેડયું વેગે વહાણ, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : દૂર દૂરના આભલાં, એથી યે વધુ દૂર
અગ્નિ, જમ અડકે નહીં;
જ્યહાં તપતાં નથી શશીસૂર, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : ઋષિ મુનિ શોધે જેહને, તપે તપસ્વી તાપ,
પળમાં લાધ્યું મુજને;
ઝાંખી થાતાં ટળ્યાં સહુ પાપ, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : જ્યાં જઈને આવે નહીં, જે ઠરવાનો ઠામ,
પેખે પૂરણકામને;
એવું અચળ અનુપમ ધામ, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : કલ્પવૃક્ષની છાયમાં, સુરગંગાને તીર,
વાયે વહાલમ વાંસળી;
પૂનિત ચરણે નમ્યું જઇ શિર, રે સાહેલડી ! દેવના૦

સાખી : અદ્‌ભુત ને ઓજસ્ ભરી ભારી મૂર્તિ શ્યામ,
જ્યોતિમાં જ્યોતિ મળી;
જીવન જંપ્યું શાંતિને વિશ્રામ, રે સાહેલડી ! દેવના૦

નાનાલાલ દ. પટેલ

---

## પૂર્ણિમા પાછી ઉગી રે

( ઢાળ : ગોકુળિયે લઇ ચાલો રે. )



ના'વ્યા એ નણુદલના વીરા,
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

સોળ–સોળ પાંખડીનાં કમળ મંગાવ્યાં;
નિત્ય નિત્ય લખી લખી થાકી :
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

રોજ રોજ રજની તો તારલે ભરેલી;
જોઇ જોઇ એક હું તો થાકી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

સાંજ ને સ્હવાર બોલે બોલ દેવઘંટા;
વાંચી વાંચી ભાગ્ય એમાં થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ઘડી ઘડી પિયુને પુકારે ઓ ! પપૈયો;
સુણી સુણી શબ્દ એહ થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ન્હાતી હું અખંડ એની હાસ્યચન્દનીમાં;
ચન્દની આ ઓઢી ઓઢી થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ચન્દ્ર ! ત્હારા સમું એનું વદન સુધા ભર્યું;
એના વિના તને ન્યહાળી થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

કવિ ન્હાનાલાલ

મૂળ ઢાળ : દેખો સખિ ! ડોલરિયો,

---

## પૂર્ણિમા પાછી ઉગી રે

( ઢાળ : ના'વ્યા એ નણદલના વીરા )

સોળ સોળ પાંખડીનાં કમળ એ મંગાવ્યાં,
ગણતાં દિવસ હું તો થાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

તોડું હું રોજ એક પાંખડી એ કમળની,
આજે રહી છે એ બાકીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

વ્હાલા ! વીતી ગયો આવવાનો વાયદો,
વિરહ શકું ન હવે સાંખીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

શાળો સમીરે ન લાવે સન્દેશડો,
નેડો રહી છું તોય રાખીઃ
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

જોતી ઉભી હું વાટ કાલિન્દીને કાંઠડે,
જાણ્યું થશે તમ ઝાંખી !
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

જળમાં પડેલ ચન્દ્રબિમ્બ ગણ્યો પ્રિયમુખ
પૂજવા એ પાંખડીઓ નાંખી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

જનાર્દન પ્રભાસ્કર

: ૧૮ :

# આજની ઘડી



આજની ઘડી રળિયામણી.
ાં રે મારો વ્હાલોજી આવ્યાની વધામણી હો જી રે. આજની૦

ાં રે પૂરો–પૂરો સોહાગણ! સાથિયા;
ાં રે મલપતા આવ્યા હરિહાથિયા હો જી રે. આજની૦

ાં રે સખિ! મોતીડે ચોક પૂરાવિયે;
ાં રે ત્યાં આપણા નાથને પધરાવિયે હો જી રે. આજની૦

ાં રે સખિ! ફૂલડે પાગરણ ભરાવિયે;
ાં રે ત્યાં છબિલાજીને પધરાવિયે હો જી રે. આજની૦

ાં રે સખિ! નીર ગંગાજળ લાવિયે;
ાં રે રૂડા ચતુર્ભુજનાં ચરણાં પખાળિયે હો જી રે. આજની૦

ાં રે સખિ! ચાર સોહાગણ આવશું;
ાં રે અમે આપણા નાથને વધાવશું હો જી રે. આજની૦

ાં રે સખિ! આ રસ મીઠો–અતિ મીઠડો;
ાં રે મેં તો નરસૈંયાનો સ્વામી દીઠડો હો જી રે. આજની૦

નરસિંહ મ્હેતા

---

# મોરલી

( ઢાળ : આજની ઘડી રળિયામણી )



મોરલી વાગી રે શ્રી કૃષ્ણની.

હાં રે વ્હાલા ! સરસ્વત સ્વામીને વિનવું;
હાં રે વ્હાલા ! ગણુપત લાગું પાય, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! સરોવર પાણીડાં સંચર્યાં;
હાં રે વ્હાલા ! કાંઠે તે ઉભો ક્હાન, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! સોના તે કેરૂં મ્હારૂં બેડલું;
હાં રે વ્હાલા ! ઉઢાણી રતનજડાવ, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! ક્હાને તે કંકર ફેંકિયો;
હાં રે વ્હાલા ! વાગ્યો ઘડૂલા હેઠ, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! ઘડૂલો ફૂટયો ને નીર વહી ગયાં;
હાં રે વ્હાલા ! ભીંજ્યા મ્હારા નવરંગ ચીર, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! સાસુ તે મ્હારી ખીજશે;
હાં રે વ્હાલા ! નણુદલ દેશે ગાળ, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! દેરાણી જેઠાણી મ્હેણાં મારશે;
હાં રે વ્હાલા ! પરણ્યો તે કરશે પેર, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા! દયાના પ્રીતમ પ્રભુ પાતળા;
હાં રે તે તો મ્હારા પ્રાણના આધાર, લાલ! જી રે. મોરલી૦

દયારામ

---

## સાંજની શોભા

( ઢાળ: આજની ઘડી રળિયામણી )



સાંજની શોભા તે રળિયામણી.
હાં રે હીંગળોકિયા તરંત તેજબિંબની; હો! જી રે. સાંજની૦

હાં રે બાવળ ઝાડમાંથી સૂર્ય અસ્ત જોઇને,
હાં રે સિંદુર રંગથી ન કેમ રહું મોહીને? હો! જી રે. સાંજની૦

હાં રે રૂડાં ખેતરો ખુલ્લાં ચોપાસ તેડતાં;
હાં રે રંગિન બાવળો તે આંખ સંગ ખેલતાં; હો! જી રે. સાંજની૦

હાં રે ગયો સૂર્ય, વધ્યો જ ચંદ્ર તેજમાં;
હાં રે સાથ દીસતો તે શુક્ર વળી સેજમાં; હો! જી રે. સાંજની૦

હાં રે લીલા બહુ રચી ગામ ગોંદરે;
હાં રે જોયું નર્મદે સુંદર ગામ આજ રે; હો! જી રે. સાંજની૦

કવિ નર્મદાશંકર

---

# ઝીણા ઝીણા મેહ



ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદલડી:
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદલડી.

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઇ બાલા રે;
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માલા:
હો ! ભીંજે મ્હારી ચુંદલડી. ઝીણા.

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વર્ણા રે;
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં:
હો ! ભીંજે મ્હારી ચુંદલડી. ઝીણા.

આનન્દકન્દ ડોલે સુન્દરીના વૃન્દ, ને
મીઠા મૃદંગ પડછન્દા રે;
મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુરસચન્દા !
હો ! ભીંજે મ્હારી ચુંદલડી. ઝીણા.

કવિ ન્હાનાલાલ

# દર્શનેચ્છા

( ઢાળઃ ઝીણા ઝરમર વરસે મેહ )



મારા સૂના મંદિરિયા માંય
　　　　ગાજે મધરાતલડી !
સખી ! એકલાં તે કેમ રહેવાય ?
　　　　ગાજે મધરાતલડી !

વાટડી જોતી હું જાગું વાલમની,
　　　　હેરણું હેરતી દ્વારે રે;
શીળા સમીર બહુ વાય ચહુ દિશના,
　　　　અંગેથી પામરી ઉતારે. ગાજે૦

અરધોપરધોક સખી ! ઉગ્યો ચાંદલિયો,
　　　　વીંટયો વાદળીએ ટોળે રે:
નાહક આમતેમ ઘૂમે, ને એની
　　　　અમીરસ ચાંદની રોળે. ગાજે૦

સોપો પડ્યો, સૌ ઉંઘે આનંદમાં,
　　　　નિદ્રા નહિ મુજ નેણે રે;
ઠરવાના ઠામ વિણ સુખ નવ સાંપડે,
　　　　હૈડામાં હાશ થાય શેણે ? ગાજે૦

ભાંગી મધરાત સખી ! વાટડી જોતાં,
હમણાં ઉષા મલકાશે રે;
દર્શન વિણ શું વેરણ આ રજની
આમ ને આમ વહી જાશે ? ગાજે૦

ત્રિભુવનશંકર ગૌ. વ્યાસ

---

## રસિયાં સારસ

( ઢાળ: ઝીણા ઝરમર વરસે મેહ )



જેને જોતાં લોચનિયાં લ્હેરાય,
એ સારસજોડલાં; સખિ !
લલિત દર્શને જે ગગન સમાં છાય,
એ સારસજોડલાં; સખિ !

હળવાં ચરે ને હસમુખાં ફરે-ફરે, હો !
ઉડતાં જુગલ જોડી પાંખ રે !
સ્હામું જૂવે ત્યાં સચરાચર સૃષ્ટિ નમે,
ને પુલકે અંતર રંગી આંખ:
જો સારસજોડલાં; સખિ !

મહીના સુર મધુરા રસાર્ણવને નીર રમે,
દર્ભિંકાગ્રમે કરે કલ્લોલ રે!
તૃણજળથી તૃપ્ત સદા, તાપસ સજોડલાં:
નિર્ભય મ્હાલે હો! અબોલ!
જો સારસજોડલાં; સખિ!

દિલચમન રૂપ આ દુનિયાને જાણે, ને
રસિયાં જીવનને વસન્ત રે:
લુમઝુમ આંબલિયા સમ, સીતા ને રામ જાણે:
અમૃતફળનો લે આનન્દ!
જો સારસજોડલાં; સખિ!

લલિત

---

## અસાડિલા રાજ

( ઢાળ: ઝીણા ઝરમર વરસે મેહ )



આવ્યા અમ્મા અસાડિલા રાજ,
હીંચે મ્હારાં હૈયાં; સખિ!
લાવ્યા એ તો સૌભાગ્યભર્યા સાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

પુણ્ય પવનની શાંતિ હીંચોળે,
ઝૂલે બ્રહ્માંડ એ હિન્ડોળ રે !
વીજળી ઝબૂકતાં અંજન અંજાય કંઇ,
ગાજે ઘેરૂં ઘન ઘોર;
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

સૂતા પડછન્દ જાગ્યા,
પુરાતન પ્રાણ જાગ્યા;
એકાકાર ઓઘ છળી વળ્યા જડપાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઝબકી જાગ્યું મ્હારૂં જીવન ઘેરાતું,
ઉલટયાં રસાતળ ઉંડા રે !
હેલે ચ્હડયો મ્હારા દિલનો મ્હેરામણ,
રેલ છલોછલ છોળ !
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઘેલીતૂર નાર હું તો,
ડોલાવી ડોલાઉ છું તો:
રસગુણથી રસે રસરાજ:
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

હળવી હથેળીએ રસસાયર સમાવું,
રસગુણ ઝીલી ઝૂલાવું રે !
નાચું નચાવું તેમ હળુ હળુ હેરે,
એકલી જાણી મને હસાવે:
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

હસાવી હસું ન હું તો,
ફુહોને બીજું શું કરૂં તો!
એની હરવી હારી ગઇ લાજઃ
હીંચે મ્હારાં હૈયાં, સખિ!

લલિત

---

## વિશ્વદેવીનું ગાન

( ઢાળઃ ઝીણા ઝરમર વરસે મેહ )



કોટિ-કોટિ મારા જ્યોતિઝબકાર,
હો! ભીંજે મારી આંખલડી!
તો ય હૈયે મારે ઉંડેરા અંધાર:
હો! ભીંજે મારી આંખલડી!

જોગી છૂપાયો મારો જોગગુફામાં,
વાટ હું જુગ જુગ જોતી રે!
ઝીણા ઝીણા કો એના આવે ઝબૂકલા,
જોતી જોતી ને રહું રોતી: હો! ભીંજે૦

એક ઉઘાડું મારી આંખ તપેલી,
બીજી ઉઘાડું અમી ઝરતી રે;
ઉઘાડું-ઢાંકું એવી અંતરની દેવડી;
નેવે નેવે એ ર્‌હે નીતરતીઃ હો! ભીંજે૦

આવે આવે ને શમે જુગજુગનાં સોણલાં,
પલકે દીઠાં–અણદીઠાં રે;
જોગી છૂપાયો મારી પાંપણની ધારમાં;
સરતાં આંસુ ત્યાં મારાં મીઠાં: હો ! ભીંજે૦

હીરાગૂંથી છે મારી ઘેરી રસચુંદડી,
ધનુગૂંથી છે મારી માળા રે;
ખૂંચે શણગાર જેને હૈયે સૂનકાર હો:
રહેતા શે જોગી એ નિરાળા ? હો ! ભીંજે૦

આઘા આઘા છે તો ય પંથ છે પાસે,
અદીઠ તો ય વાયુ જેવા રે:
અળગી રાખીને સદા અળગા રહે હસતા:
એ રે જોગી શે મારા એવા ? હો ! ભીંજે

આવો, આવો રે જોગી ! હૈયા ખોલાવો !
તપી તપીને નેણાં તૂટયાં રે:
સંધ્યાના જેવાં સૌમ્ય તેજે રેલાવો !
રહીએ અખંડ અણછૂટયાં !
હો ! ભીંજે મારી આંખલડી !

અ. ફ. ખબરદાર

# એક ગીત

( ઢાળઃ ઝીણા ઝરમર વરસે મેહ )



આવો આવોને, બ્હેનાં સુજાણુ ! રસઝરણાં ઝરતાંઃ
કાંઇ ગાવોને ગીતડાં અનામ પ્રભુતાને વરતાં

વિદ્યાવિનયની વાર્તા વદંતાં,
ઝીલતાં નવરંગ તાળી રે;
સ્નેહલ સુહાગી મૃદુ હૈડાં મીલાવતાં
લ્હાશું અમીમય લ્હાણીઃ
પ્રભુતાને વરતાં.

સેવા, જનહિત ને કુટુમ્બમાયા,
લેતાં જીવનવ્રત ઓર રે;
ઉરપ્રાણુ પોષી પ્રકાશ તણે પંથે
જીવશું ને જીતશું સજોડઃ
પ્રભુતાને વરતાં.

માતાપિતા ને આચાર્ય અતિથિ,
પૂજંતાં દેવનાં એ રૂપ રે;
સંત-મહંતની છાયામાં નિશદિન
ગર્જીશું પ્રાર્થન અનુપઃ
પ્રભુતાને વરતાં.

સ્વ. સૌ. કનુબ્હેન દવે

# જગતના રાસ

( ઢાળ: ઝીણા ઝરમર વરસે મેહ )



ઝીલો ઝીલો જગતના રાસ,
રસબાળ ! ઝીલોને.
ભરી ભરી જીવનની સુવાસ,
રસબાળ ! ઝીલોને.

કોઇ દિન રાણા, કોઇ દિન શ્રીમંત,
કોઇ દિન રંક ભીખારી રે:
કોઇ દિન સેજપલંગે સૂતા,
કોઇ દિન ધરતી પથારી:
હો ! રસબાળ ! ઝીલોને.

કોઇ દિન રાબડી ટાઢી મળતી,
કોઇ દિન મીઠડા મેવા રે:
કોઇ દિન લાખ કરોડો ખરચ્યો,
કોઇ દિન કોડીના દેવા:
હો ! રસબાળ ! ઝીલોને.

ચડતી પડતી સહુની સાથે,
તડકો છાંયો જાણો રે:
વ્હાવું રહેવું શીખી જગમાં
ઓછું જરી નહિં આણો:
હો ! રસબાળ ! ઝીલોને.

સુખદુઃખગીતડાં એક બીજાનાં
સાથે મળીને ગાજો રેઃ
સુખમાં શાન્તિ, દુઃખમાં ધીરજ,
પ્યાલી પ્રભુતા પાજોઃ
હો ! રસબાળ ! ઝીલોને.

ગોકુળદાસ દ્વા રાયચુરા

---

## સન્ધ્યાને સરોવરે

( ઢાળઃ પાલવડો મ્હારો મ્હેલો, મોહનજી ! મારગડે મ્હને જાવા દિયો. )



સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી !
શરદનું સરોવર હેલે મ્હડયું:
પાળે મ્હેં બેડલું ઉતાર્યું, સાહેલડી !
સન્ધ્યાનું તેજ કાંઇ ગગને પડયું. ધ્રુવ

જળ માંહિ મુખ જોઇ મોહી, સાહેલડી !
જળમાં વિધાત્રી જળરેખા આંકે;
જળમાં જગપડછાયા ડોલે, સાહેલડી !
જળનો સાળુ જાણે જગને ઢાંકે. સરોવરે૦

સરોવર કાંઠડે મન્દિર, સાહેલડી !
સાધુ–સંન્યાસી ત્ય્હાં શિવને જપે;
પંચાગ્નિ ધૂણીઓ જગાવી, સાહેલડી !
જોગી વિજોગી શી તપસ્યા તપે. સરોવરે૦

ફરતાં કંઇ ઝાડીઓનાં ઝુંડો, સાહેલડી !
ઉંડા ઉંડાણોની કથની કહે;
ઘેરી ઘેરી ઝાડવાંની જાળીઓની પાછળે
પૂરનો સનાતન સંસાર વહે. સરોવરે૦

ધીમે ત્ય્હાં ચાંદલિયો ઉગ્યો, સાહેલડી !
પોયણે પોયણે પગલાં કીધાં;
ચન્દ્રમા શા પિયુજી પધાર્યા, સાહેલડી !
જીવને વધાવી મ્હેં મીઠડાં લીધાં. સરોવરે૦

પાળેથી બેડલું ઉપાડયું, સાહેલડી !
વ્હાલાનું તેજ મ્હારે વદને પડયુ ;
સરોવર ઝીલવા ગઇ'તી, સાહેલડી !
પ્રેમનું સરોવર હેલે ચ્હડયું. સરોવરે૦

કવિ ન્હાનાલાલ

: ૩૨ :

# તળાવડી

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )



ખોબા સમોવડી ભરી તળાવડીમાં
નાની શી નાવડી ઝૂલતી જી રે:
એમાં એકલડી હીંચું, સાહેલડી !
આનંદઘેલડી હું ફૂલતી જી રે.

અમીરસ પાણીડાં પાંખાળી પાવડી
વીઝું ત્યાં આભને વીંછળે જી રે:
ભીંજે સૂરજ ને ભીંજે ચાંદલિયો,
નવલખ તારલા નીતરે જી રે.

ત્રપકતી ત્રપ ત્રપ સોનેરી વાદળી
ફરે ગગનમાં ફૂદડી જી રે:
રસબસ હૈયાં ભીંજે રસીલાં,
ભીંજે મારી નવરંગ ચૂંદડી જી રે.

પાણીડાં હલકે ને છલકે તળાવડી,
આખા જગતમાં રેલતી જી રે:
જ્યાં જ્યાં રેલે ત્યાં ભરતી આનંદની,
દુ:ખડાં દૂર કરી મેલતી જી રે.

આવો, આવો, સૌ આવો, સાહેલડી!
નિર્મળ જળ પર ઝીલવા જી રે;
નિત નિત નૌતમ ખીલતી સુંદર
કુસુમકળી સમ ખીલવા જી રે.

ત્રિભુવનશંકર ગૌ. વ્યાસ

---

## સ્નેહરૂસણાં

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )



ચન્દનતલાવડીને તીરે, સાહેલડી !
પાણીડાં ગઇ'તી ઉઘડતે પ્હોર;
વ્હાણુંનાં નીતરેલ નીરે, સાહેલડી !
દીઠડાં કાંઇ કાંઇ કૌતુક ઓર: ચન્દન૦

જળને ઝોલે જળદેવી, સાહેલડી !
ઝૂલે ઝૂલે ને સ્નેહલીલા લખે;
દિલડાંની વાત કોને કહેવી? સાહેલડી !
માને તો મારી એક કથની કથે: ચન્દન૦

સન્ધ્યાનો ચંદ ચડયો રમણે, સાહેલડી !
પોયણે પોયણે રજની રમે;
કમલિની વિલાતે વદને, સાહેલડી !
જોતી ને રોતી જળખોળે નમે: ચન્દન•

ઉગી ઉષા ને ડૂબી સન્ધ્યા, સાહેલડી !
કિરણે કિરણે કમળો ખીલે;
ચકોર પોયણાં ને ચન્દા, સાહેલડી !
સૂતાં પ્હરોડને પ્રકાશમ્હીલે: ચન્દન•

ઓળ્યો ઘડૂલો મ્હેં તો નીરે, સાહેલડી !
નીરે કમળોની કુંળી છાયા ઢળે:
જોતી ને મ્હોતી સરતીરે, સાહેલડી !
તીરે કાયાના પડછાયા પડે: ચન્દન૦

ચડતી ભરતીના ભાવે, સાહેલડી !
એડલું ભરીને સંચરતી, સખિ !
ઉડતો મકરંદ આવે, સાહેલડી !
ઉઘડે ઉરપાંખડી નાથ નીરખી: ચન્દન•

આજે સરોવર કાંઠડે, સાહેલડી !
સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહરૂસણાં;
વ્હાલે વ્હાલમનાં આંગણે, સાહેલડી !
હૈડાં ભરી ભરી લીધ મીડડાં. ચન્દન૦

કેશવલાલ હ. શેઠ

---

# આંગણે તલાવડી

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )



મ્હારે આંગણે સુંદર તલાવડી,
તેમાં છબછબિયાં પાણી થાય.
હું ને નાહોલિયો રમવાને જઇએ,
આછાં આછાં નીર ડહોળાય. મ્હારે૦

હળવે, નાહોલિયા ! હળવેથી હીંડજે,
કુંળાં કુંળાં મીન કચરાય;
શોભા અમારી ન્હાની તલાવડીની,
મીન કચરાયે ખંડિત થાય. મ્હારે૦

ઉગ્યાં કમળિયાં ને શોભે તલાવડી,
મ્હારૂં મનડું લળી લળી જાય;
મ્હારા રે સમ ત્હને, વ્હાલા નાહોલિયા !
કમળ કુંળાં ના ચૂંટાય. મ્હારે૦

મ્હારી તલાવડીએ સન્તોને નોતરૂં,
મ્હારાં આંગણાં પાવન થાય;
હું ને નાહોલિયો હેતેથી પૂજશું,
અમારા હઇડાં પાવન થાય. મ્હારે૦

"ગિરીશ"

## વસંતના ભણકા

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ’તી, સાહેલડી ! )



થનગન વનમાં નાચે વસંત હો !
હૈયાની કુંજ મારી ફૂલે-ઝૂલે;
ઊંડેરી એક તહિં બોલે કોયલડી,
ડોલે વસંતડી ફૂલે ફૂલે. થનગન૦

ઉજળા આકાશમાં ઉઘડે વંસત હો !
દિન દિન રંગ કંઇ નવલા ઝરે;
રંગે રંગે મારી ચમકે આંખલડી,
ઠમકે વસંતડી ધરણી પરે. થનગન૦

રસ રસ કરતી રેલે વસંત હો !
તરસી જગત અમીબિંદુ ઝીલે;
હૈયે મારે ધારા ફૂટે મીઠલડી,
લૂટે વસંતડી, છલકે-ખીલે. થનગન૦

ઝાડીના ઝુંડમાં હિંચે વસંત હો !
પાને પાને કળી મીંચાઇ હસે;
ઘેલી ઘેલી મારી લાગે વાતલડી,
જાગે વસંતડી નસે નસે. થનગન૦

લીલા લલિત નવી લાવે વસંત હો !
ઘેરાં ઘેરાં મારાં નયણાં ફરે;

હૈયે નવલ મ્હેક મ્હેકે રસિકડી,
લ્હેકે વસંતડી ઝમણે સરે. થનગન૦

ઝીણું ઝીણું કંઇ ગુંજે વસંત હો!
ઊંડા ઊંડા ઉર ભણકા ઢળે;
આઘે આઘે સખિ! વાજે વસંતડી,
આજે વસંતડી એ શું છળે? થનગન૦

અ. ફ. ખબરદાર

---

## ચન્દ્રિકાનો રાસ

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )



સંધ્યાસીમડીએથી સૂતેલી રજની
કાળાં અંબર ધરી આવી, હો બ્હેન !
નક્ષત્રનાં વૃન્દને ઝીલવતી વન્દનો
ડોલંતી ચન્દ્રિકા દેખાણી, હો બ્હેન !

પિયૂષની અંજલિઓ પાઇ જગતને
રજનીની વાડી અજવાળી, હો બ્હેન !
ગરબો ચગાવતી શી રૂપલિયા ચોકમાં !
લેતી તારલીઓથી તાળી, હો બ્હેન !

નયણુાંનાં તેજ એનાં રમે કુંજછાયમાં,
ફૂલડાંપાંદડીએ એ હીંચતી, હો બ્હેન !
દિશદિશનાં દ્વારગોખ દૂધેથી ધોળતી,
ઉર્મિઓની શીતધાર સીંચતી, હો બ્હેન

ગગનઝરૂખે જરી વારવાર બેસી
વાદળીની વેલને નિહાળતી, હો બ્હેન !
જીવન સંકેલી ધીમા સંયમને સ્હોડિયે
ઉરને સોપાન સ્વર્ગ સાંચરે, હો બ્હેન !

પવનપાવડીએ એ જૂએ ત્રિલોકને,
યુગના અબોલ સાદ સાંભળે, હો બ્હેન !
ચંદ્રિ ! વરસાવ તારૂં અંતર અમૃતસર,
આત્માના દીપ મહીં રોપજે, હો બ્હેન !

'ઈન્દુ'

---

## સંદેશ

( સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )



હૈયાના હોજ આ હેલે ચઢયાં હો !
રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ:
ઝીલો–ઝીલાવો મનમહેલે, રસિકડાં !
નીતરે સંદેશ કંઇ ન્યારા રે લોલ.

ઊંડા આકાશની ખાણો ખોદીને
કાઢયા છે રત્નરૂપ તારા રે લોલ:
એવે તે આંગણે આવો, રસિકડાં !
પ્રાણે સમાવો ચમકારા રે લોલ !

પૂર્વે સૂર્યોદયનાં પીંછાં પોપટિયાં
રંગે છે દેવના ઉતારા રે લોલ:
પશ્ચિમ પતંગિયાની પાંખો, રસિકડાં !
વીંઝે અહિં સ્વર્ગપલકારા રે લોલ.

ચંદાની દૂર દૂર ચમકે કીકી ત્યાં
ઉછળે મહેરામણુ ખારા રે લોલ:
એવાં સંકેત ઉર ધારો, રસિકડાં !
ઊંડા છે આત્મના ઉધારા રે લોલ !

પલક પલક પ્રાણકુંદન કસીને
ઝરતું આકાશ અંગારા રે લોલ:
જીવનના જોગ કંઇ એવા, રસિકડાં !
એવા છે પ્રાણના પુકારા રે લોલ.

જીવન-રૂદનના તારે ઝૂલાઇ
પૂરે છે સ્વર્ગ લલકારા રે લોલ:
અશ્રુમીઠાં તે એનાં ગીતો, રસિકડાં !
કરશે કંઇ દિવ્ય અણુસારા રે લોલ.

મીઠા હતા ને આજ ઘેરા દીસે તે,
કાલે કલ્યાણુ કરનારા રે લોલ:
એ રે સંસારના સૂરથી, રસિકડાં !
ફૂળજો આ દેહના ઇજારા રે લોલ !

હૈયાના હોજ આ હેલે ચઢયા હો !
રેલે છે આત્મના ઓવારા રે લોલ:
આવો, આવો રસઆંગણુ, રસિકડાં !
ઝીલજો સંદેશ અહિં ન્યારા રે લોલ !

અ. ફ. ખબરદાર

---

## આત્મગુંજન

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ’તી, સાહેલડી ! )



મેઘલી રાત, મહીં ધ્રુવ તણો તારલો
ચમકે ગગનગુહા ભેદી જી રે;
જુગજુગના જોગી શો એકાકી હંસલો
નિરખે પ્રકાશરેખ એવી જી રે. મેઘલી૦

ઘેરૂં આકાશ, ઘેરીઘેરી વાદળિયો,
નમેરી નિશમહીં મ્હાલવાં જી રે;
ઘનને ઘેરેલ ગોખ રૂપેરી ચાંદલો
ચમકે તે દિશ મારે ચાલવાં જી રે. મેઘલી૦

ભરતી ને ઓટ સ્વરૂપ સિન્ધુના ઉભરા,
ડોલતી ન દીઠ દીપદાંડી જી રે;
ભડકા ને છાંય–વૃષ્ટિ મધ્ય ગિરિ ગાજતો,
નિગ્રહસમાધિ એમ માંડી જી રે. મેઘલી૦

તૂટો, ઓ આભ ! ખૂટો ધરતીના રસકૂપ,
ધીકો દિગન્ત ! કાળવીજે જી રે;
પ્રલયને પૂર સ્વયંનૂર તરે હંસલો,
સનાતન સત્યથી જ ભીંજે જી રે. મેઘલી૦

કેશવલાલ હ. શેઠ

---

## મ્હારે સાહેલડી !

( ઢાળ : સરોવરે પાણીડાં ગઇ’તી, સાહેલડી ! )



પિતાની પ્રાણુઆંખ્ય મ્હારે, સાહેલડી !
માતાની ભાગ્યરેખ ઉજળી રે:
ભગિનીની સ્નેહજ્યોત મ્હારે, સાહેલડી !
ભ્રાતાની લાડકોડ ઉજળી રે.

નયને નચાવતી બ્રહ્માંડને, સાહેલડી !
સાગરનાં નીરને ડોલાવતી રે;
પ્રેમલ પરિમલ પાથરી, સાહેલડી !
જીવનનાં ગીત ગહન ગુંજતી રે.

ગુણિયલ ગભીરી ધીર ગૃહિણી, સાહેલડી !
રસિકા એ કવિતા પ્રદેશની રે:
નિત્ય નિત્ય ઓજ ઝગી નવલાં, સાહેલડી !
રાણી ઉર–આત્મકેરી રાજતી રે.

ઉષા ને ચંદા શી સહિયરે, સાહેલડી !
રમતી ને રાસરસ ઝીલતી રે:
આત્મનાં કલ્યાણપાન પીતી, સાહેલડી !
ને દેહનાં દિદારસુખ લેખતી રે.

મંજુલાલ જ. દવે

---

## રઢિયાળા રાજવી !

( ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )



રઢિયાળા રાજવી ! સ્નેહયોગ યોગી !
મોયા તમ મુખડાની મોલી જી રે:
પુણ્યોદક જાહ્નવી આ જગની ઘૂમન્તી,
શા શા ઉત્સવ ધીર ! માણશો જી રે ?

સાગર શા રાજ આપ; હું તો દ્યોદુહિતા:
ઉગું તમ ઉર રસનીતરી જી રે:
ઝૂલું હિન્ડોલે હસી હાસ્ય રાજ! મીઠડાં,
નિત્ય નિત્ય નવરૂપ નીરખી જી રે.

મારે દેવદેશ તમ ઉર્મિનાં નિમંત્રણ:
આંજું માંહિ અંજનો હું વિરલા જી રે:
સંયમ ને શીલ સમાં યોજીએ વિનિમય,
ભક્તિ ને જ્ઞાન રાજ! ગુંજતાં જી રે.

ગર્જો જી ઘેરાં અદ્વૈતભાવ ઓપતાં,
આત્માનાં ગીતડાં ઉદ્ધારતાં જી રે:
સજ્જ્યોતિ અમૃત અનંત રાસ ખેલતાં:
એવાં એ વર્ષો દશ દશમાં જી રે.

મંજુલાલ જ. દવે

---

## ફૂલડોલનો ઉત્સવ

( ઢાળ: મીઠા બોલે છે મોર, મીઠા બોલે છે મોર,
કાળજાની કોર મોર કોરતા. )



આજે ઉત્સવ ફૂલડોલનો.

અજબ વરસે વસન્ત, (૨)
આજે ઉત્સવ ફૂલડોલનો.

ડોલે ભરતી અનન્ત. (૨)
આજે ઉત્સવ ફૂલડોલનો.

ફૂલડે પ્રફુલ્લ ફૂલી વાડીની વેલીઓ;
ફળી–ફળીએ ડાળીઓ લચન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

અબિલ ગુલાલ રંગ વિલસે વસન્તના;
વનવન કેરા હાસ્યમાં હસન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

આભની અગાસીએ ઉગન્ત જો ! તું ચન્દ્રમા;
ચન્દની શું કોડથી રમન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

ભરીને ફૂલછાબ ચ્હડી રમણે વસન્ત આ;
તુજ–મુજમાં લાડથી લસન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

કવિ ન્હાનાલાલ



# રસોત્સવ

( ઢાળ: આજે ઉત્સવ ફૂલડોલનો. )



ઉગ્યો પૂનમનો ચન્દ, ( ૨ )
આજે ઉત્સવ રસદેવનો!
રેલે રોશની જ્વલન્ત ( ૨ )
આજે ઉત્સવ રસદેવનો!

બોલે કોયલ ત્યાં ડોલે રસાત્મ કંઠ,
એનો અનેરો આનન્દ:
એના એ બ્રહ્મબોલ, પ્રણયીના પ્રેમકૉલ,
પ્રગટે એ રીત શું વસન્ત! આજે૦

રસની કો જોગણો વિજોગણો મળીને
આજે રસરાજ આ રચન્ત:
સ્નેહનાં સોહાગી, રસરાગી, રસઘેલડાં
રસિયાંના રાસ એ ઝીલન્ત! આજે૦

કુંજે હૈયાની આજ ગુંજે શા પ્રેમમંત્ર
મોહનની મુરલી બજન્ત:
એ મુરલીની તાન, દેતી ભૂલાવી ભાન,
સરતાં રસગાન એ દિગન્ત! આજે૦

જનાર્દન પ્રભાસ્કર



# આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

( ઢાળ: આજે ઉત્સવ ફૂલડોલનો )



પુનિત સન્તોનાં વૃન્દ ( ૨ )
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનોઃ
મૈયા ભારતી સોહન્ત ( ૨ )
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

કુંજે વસન્ત કંઇક ગુંજે નવપ્રેરણા
કોકિલા સુકંઠે ટહુકન્તઃ આજે.

હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી!
પિંડે બ્રહ્માંડ પ્રગટન્તઃ આજે૦

અન્તર મહિં ભક્તિ જગન્નાથ–જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસન્તઃ આજે૦

શોભન જગમોહને બતાવી જીવન–માધુરી,
હિન્દી નવકોડે હસન્તઃ આજે૦

મંજુલાલ ર. મજમુંદાર



# શૂન્યહૃદય મુગ્ધા

( ઢાળ : મોહે ઘર આજ રંગીલી રૈન, કે પ્રીતમ પરાહુના, મહારાજ ! )



સુખદ આ વસન્તમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની, સજની?
વીખરી તુજ વાળ રહ્યા ઠરી ભાલ, વિવશ તું કાં બની, સજની?

લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદા સ્મિત નિજ તેથી પ્રકાશે;
ઢાળંતી મલ્લિકા ચોપાસે ઢગલિયો સુગન્ધની, સજની!
સુખદ૦

જો શું બપૈયા બોલ ઉચારે, પિઉ પિઉ કરી શા મધુર પુકારે;
કુહૂ કુહૂ સહુ કુંજાગારે વાણી કોકિલા તણી, સજની!
સુખદ૦

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે?
કરે ગાન પંખી ઉલ્લાસે, અબોલા તું કાં ધણી, સજની?
સુખદ૦

ચાલ્ય કુંજ વીણી માલતિ ખીલી, માળા ગૂંથિયે, ઊઠય, હઠીલી!
ગીતડાં ગાઈ ગાઢ રસીલી! સુખે ગાળિયે રજની, સજની!
સુખદ૦

નરસિંહરાવ ભોળાનાથ



# ફૂલની પાંખડી

( ઢાળ: પ્રીતમ પરાહુના, મહારાજ ! )



ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણ;
અમીમય આંખને અહેશાન:
ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે,
દિલદરિયાવ અહો! એ ઝીલે!
પ્રાણપાંખડી ખીલી રહે,
ત્યાં બીજાં શાં સન્માન? ફૂલની૦

છલકાતા રસભાવતરંગે,
પ્રકાશપરિમલ ઉછળે અંગે;
પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે,
ત્યાં બીજાં શાનાં દાન? ફૂલની૦

અનંતદલ પર વ્હાલાં મ્હાલે,
અમરવેલ સુરતરૂ સમ ઝૂલે;
પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રકટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન! ફૂલની૦

દૃષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
વ્હાલઉમળકે અધૂરૂં વિલસતાં,
રસિયા જન કલ્લોલ કરે,
ત્યાં આધીનતાનાં તાન: ફૂલની૦

પ્રાણ સમાં પ્રિયજનનો પરિચય,
રૂમઝુમતું અમ જીવન રસમય;
એમાંની આ એક જ—
ફૂલની પાંખડી લ્યો, પ્રાણ!
ઉરની એ અધૂરી લ્હાણ;
અમીમય આંખનો અહેશાન:
ફૂલની પાંખડી લ્યો, પ્રાણ!

લલિત

---

## રસપ્રભુતા

( ઢાળ: પ્રીતમ પરાહુના, મહારાજ! )



ઘુંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય!
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય! ઘુંટડા૦

સાખી : આભ ભર્યું ઘૂમે આનંદે, બોળે ચંચુ નિત્ય;
જડી જડી રસબિંદુ હૃદયમાં ચમકાવે સહુ ચિત્ત:
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઉંડી ઝળે ઝળકાય! ઘુંટડા૦

સાખી : કુંજે કુંજે ફૂલડાં ડોલે, ચૂમે લલિત વસંત;
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનંત:
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું હિંચકાય! ઘુંટડા૦

સાખી : છીપે છીપે મોતી દીપે સાગરને ભંડાર;
નયને નયને તેજ નચવતાં વસી ઉંડે અંધારઃ
ડુબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય ! ઘુંટડા૦

સાખી : કણુ-કણુમાં જો મણિ વિલસે છે, બિંદુ-બિંદુ બ્રહ્માંડ;
રસગ્રાહક રજ-રજમાં નિરખે ભર્યો દિવ્ય રસકાંડઃ
નયનાં ભરી ભરી નિરખો કો, રસ રસ થજો થજો નીતરાય! ઘુંટડા૦

સાખી : સરોવરો છલકે છલકાતાં રસજીવનને અર્થ;
ધન્ય ઝીલે રસ રાજહંસકો, બગ ઉભા રહે વ્યર્થ !
આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય! ઘુંટડા૦

અ. ફ઼. ખબરદાર

---

## રસપૂર્ણિમા

( ઢાળ : ઘુંટડા ભરી ભરી પીઓ કો )



નયણાં ભરી ભરી નિરખો, રસિલી ચંદ્રસુધા પથરાય;
મીઠડું હસી હસી ઝીલો, જગે નવવસંતદર્શન થાય.

સાખીઃ ખળખળ જળ સરિતાનાં વ્હેતાં,
ગીત સુમંજુલ ગાય;
પત્ર પત્ર નવ વૃક્ષ તણાં યે
રસભર ઝોલાં ખાય.

ટૂહૂ ટૂહૂ ટહૂકતી આજ કોયલ ચિત્ત ચગાવી જાય;
મોંઘા વસંતના સંદેશ આતમ ભરી દઇ જાય.

સાખી: સરસ સુમન નવકેસુડાંનાં
ખીલે, વસંત સુહાય;
સ્નેહરંગ રસચેતન જગમાં
ભરવા દિલ લલચાય.

ફૂલડાં વીણી વીણી ખેલો, જીવન નવયૌવનથી છલકાય;
હૈયાં ભરી ભરી પીઓ, મીઠાં રસઅમૃત આ ઉભરાય.

જ્યોત્સ્ના શુકલ

---

## ફૂલની સાથે રમત

( ઢાળ: શીખ સાસુજી દે છે રે. )



આવો, ફૂલડાં મધુરાં ! રે આપણ રંગે રમિયે;
દિન એક આનન્દે રે ભેળાં રહી નિર્ગમિયે.

મ્હને મુખડું ત્હમારૂં રે સલૂણું લાગે વ્હાલું;
હેમાં નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું.

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું;
રહી મનુજસમૂહે રે વદન કરમાઈ ગયું.

ન્હાશી ત્ય્હાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો;
ત્હમે કોમળ હ્રદે રે મ્હને નવ ગણશો જુદો.

નહિં તમમાં કુટિલતા રે, નહિં વળી ક્રૂરપણું;
નહિં વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું.

કદી હાસ કરંતાં રે તો નિશ્ચે આનન્દભર્યાં,
કરમાઈ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં.

જે'વું અંતર થાએ રે ત્હેવું તમ મુખડું દીસે;
જે'વું મુખ દેખાએ રે ત્હેવું તમ હૃદય વિશે.

ત્ય્હારે આવો, મધુરાં! રે આપણ રંગે રમિયે;
દિન એક તો સુખમાં રે સાથે વશી નિર્ગમિયે.

નરસિંહરાવ ભોળાનાથ



# જળ ભરવાને ચાલો રે!

( ઢાળ : શીખ સાસૂજી દે છે રે )



જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા;
ખીલ્યું યૌવન મ્હાલો રે મધુરાં જળ ભરવા.
આજ અમુલખ લ્હાવો રે, મિઠલડાં જળ ભરવા;
ચાલો, બ્હેનીઓ! ચાલો રે મધુરાં જળ ભરવા:

સાખી: તરશે તરફડતાં મરે બ્હેનો–ભાઇ અનેક;
પાવું અમૃત ત્હેમને, એ જ ધરો મન ટેક.

ધાન્ય લણવાને ચાલો રે, મિઠાં ધાન્ય જ લણવાં;
લીલાં ક્ષેત્રોમાં મ્હાલો રે, ખીલ્યા ધાન્યના કણ જ્યાં.
લ્યોને અનુપમ લ્હાવો રે મધુર યૌવનભરમાં;
ચાલો, સજનીઓ! ચાલો રે, મિઠાં ધાન્ય જ લણવાં.

સાખી: ભૂખ્યાં, ત્રાસતપ્યાં દીસે મનુબાલક ચોપાસ;
પ્રભુના થાળ દઇ કરો તૃપ્ત ત્હેમને ખાસ.

ફૂલ વીણવાને ચાલો રે, મધુર ફૂલડાં વીણવા;
મીઠું યૌવન મ્હાલો રે, રુડેરાં ફૂલ વીણવા.
આજ આનન્દ દ્હાડો રે રસીલાં ફૂલ વીણવા;
ચાલો, સાહેલી! ચાલો રે મીઠાં ફૂલડાં વીણવા.

સાખી: દુઃખ, ક્લેશ, ચિંતા ભર્યું જગ રડતું લાચાર;
કરો શાન્ત, આશાભર્યાં પુષ્પ તણા ધરી હાર.

રસ સિંચવાને ચાલો રે, મધુરો રસ સિંચવા;
યૌવનવન મ્હાલો રે, અમર ફાલ્યાં ફળ જ્યાં.
ગાનઝરણુ ઝરાવો રે લતાકુંજે લચતાં;
ચાલો, સજનિઓ! ચાલો રે મિઠલડો રસ સિંચવા.

સાખી : સૂકી રસહીન બની રહી હૃદયવાડી દેખાય;
વર્ષાવો અમિધાર ત્યાં, પ્રફુલ્લ રમણીય થાય.

ગીત ઝીલવાને ચાલો રે, મધુરાં ગીત ઝીલવા;
આજ યૌવન મ્હાલો રે પતિપ્રભુનાં ગીતમાં.
રમી રાસ લ્યો લ્હાવો રે, પ્રીતિભક્તિ ઉરમાં;
ચાલો, બ્હેનીઓ! ચાલો રે મિઠલડાં ગીત ઝીલવાં.

સાખી : નન્દન સુન્દર નન્દનો વાયે રસીલી વેણુ;
અન્તર ઝીલી અમૃતભર્યાં રેલાવો પ્રભુકહેણુ.

જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા;
લીલું યૌવન મ્હાલો રે રસિલાં અમિ ભરવા.
લ્યોને આનન્દલ્હાવો રે રુડેરાં અમિ ભરવા;
ચાલો, સાહેલી! ચાલો રે મધુરાં જળ ભરવા.

રામમોહનરાય જસવંતરાય

# સ્વાગતાંજલિ



આવો–આવો, પધારો, મોંઘેરાં મહેમાન !
અંતરને વ્હાલે વધાવિયે.

અમો દીન તણાં અદના આવાસમાં
તમો ભાગ્યશાળીનાં અતિ ઉલ્લાસમાં
ક્યાંથી પગલાં પનોતાં? પધારો, મહેમાન !
અંતરને વ્હાલે વધાવિયે. આવો૦

નથી કલગી કે હાર હેમફૂલના;
નથી મોતી માણેક મહામૂલના;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર :
અંતરને વ્હાલે વધાવિયે. આવો૦

શાંત સાદાં અમારાં છે આગણાં;
શાંત, દાંત અમારાં વધામણાં;
તેણુ સાદાં પણ દેવા અમોલાં સન્માન :
અંતરને વ્હાલે વધાવિયે. આવો૦

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો;
વિમળ હૃદય તણા ભાવને વધારશો;
એ જ વિનતિ છે તમને, મોંઘેરાં મહેમાન !
અંતરને વ્હાલે વધાવિયે. આવો૦

મનહરરામ હ. મહેતા

# ટહુકાર

( ઢાળ: આવો–આવો, પધારો, મોંઘેરાં મહેમાન ! )



એ તો ટહુકી રહ્યૌ છે ક્યાંહિ મયૂર દૂર દૂર,
ટહુકારો આવે એનો આ સ્થલે;
જાણે અમૃત પીધેલો તેનો સૂર શું મધુર
વાયુથી વાતલડી મોકલે.

એના આછા આછા સંદેશના ધ્વનિ
મ્હારા પ્રાણમાં જગાવતા ચેતનધૂનિ;
આછી વાસ જેમ પ્રસારતું કપૂર–દૂર દૂર. ટહુકારો૦

એની વાણી અબોલ મર્મની ભરી;
મ્હારા ચિત્તને નચાવતી જરી જરી;
નાદ નિર્દોષ કરતું જેમ નૂપુર–દૂર દૂર. ટહુકારો૦

એનાં દર્શન પ્રત્યક્ષ રહ્યાં દોહ્યલાં;
એના ઉત્તેજક ઉંચા ઉંચા મેઘલા;
એની કુંજલડી ઉંડી ઉંડી ઉર–દૂર દૂર. ટહુકારો૦

એ કલાપિના કલાપ અણુદીઠડા;
મારા મોરલાના ટહુકાર મીઠડા;
મને કરતા એ મદમાં ચકચૂર–દૂર દૂર. ટહુકારો૦

શ્રી ઉપેન્દ્રાચાર્ય

# અંતરના કોયડા ઉકેલશો ?

( ઢાળ: આવો–આવો, પધારો )



બોલો, બોલો જરી ઓ ! જાણભેદુ જોગીરાજ !
અંતરના કોયડા ઉકેલશો.

નભે તારલા ઘૂમે અનંત કૂદડી:
ઝગે ચંદ્ર–સૂર્ય આવા અનેક કૈં;
કહો, ગૂંથી શી રીત એની ગૂંથણી ? હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઊંડા અંતરના......

કહો વિશ્વ શા ઉદ્દેશથી પેદા કર્યું ?
કરી પેદા છુપાવ કેમ છો, પ્રભુ !
કોઇ હેતુ છુપ્યો ન આનો ખોલશો ? હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઊંડા અંતરના......

વિશ્વ આશ્રમ કહે છે કોક સંતનું;
કોક માયા તણું કહે છે પીંજરું;
બોલો ત્યારે હશે ય શું આ વિશ્વ ? સંતરાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઊંડા અંતરના......

કર્તા એક માત્ર સારા બ્રહ્માંડનો;
એકમયતા તો જગે જરી ન જો !
કારણ એનું કહોને કોક સંતજી, હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો–ઊંડા અંતરના......

હેતુ જીવનનો શો ? વળી શો આ વિશ્વનો ?
છુપ્યો અર્થ તો બતાવો કોક સર્વનો !
માત્ર આટલું જરા તો કહોને, જોગીરાજ !
અંતરના પ્રશ્નો ઉકેલશો ?
ઉંડા અંતરના પ્રશ્નો ઉકેલશો ?

શરદચંદ્ર મ. મહેતા

---

## સત્યની વીણા

( ઢાળ: મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )



મારા અંતરમાં વીણા કોઇ વાગી, હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી;
સર્વ વૃત્તિઓ એમાં અનુરાગી, હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી.

એહ વીણા કેરૂં ઉરે ગાન સુણી ન્યારૂં
શાંત છતાં મસ્ત બન્યું ચપળ ચિત્ત મ્હારૂં;
સંકલ્પ સિદ્ધ માત્ર ત્યાગી હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી. મારા૦

સુણતાં વીણાનાદ પ્રાણ સહજે સ્થિર થાતાં,
મન બુદ્ધિ આદિ પણ તેમાં વિલાતાં;
સ્વરની લલિત લ્હે લાગી, હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી. મારા૦

દિવ્ય પ્રેરણાના રાગ દૈવી રસ રેલાવતાં;
અલૌકિક જ્ઞાન તણાં અંકુરો સ્ફુરાવતાં;
વૃત્તિને કરતી હું વિરાગી, હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી મારા૦

સત્યનું રહસ્ય ને માધુર્ય કંઇ જણાયું;
સુણી વીણાગાન જીવભાન આ વિલાયું;
જીવન બન્યું આ સુભાગી, હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી. મારા૦

શ્રી જયંતીદેવી

---

# અંતર્જ્યોતિ

( ઢાળઃ મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )



મ્હારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુભાગી કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો;
જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો.

રશ્મિ એ અલૌકિક જીવનને ઉજાળતી;
અંતરનાં તિમિરને તે સહજમાં ટાળતીઃ
પૂર્ણપણે ત્હેમાં અનુરાગી મહાભાગી કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો. મ્હારા૦

જે કોઇ જેવું છે તેવું બતાવતી,
ભ્રાંતિને ટાળીને સ્વરૂપને જણાવતીઃ
અન્ય સર્વ આસક્તિ ત્યાગી વિરાગી કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો. મ્હારા૦

પૂર્ણ અભિમુખતા એ રશ્મિને ઝીલાવે;
તન્મય થાતાં હૃદય જ્યોતિને જગાવેઃ
સિદ્ધિ સધાવે મ્હોં માગી, બડભાગી કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો. મ્હારા૦

શ્રી ઉપેન્દ્રાચાર્ય

---

# જ્ઞાન-ગોરસ

( ઢાળ: મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )



કોઇ મીઠડાં, અમૂલાં, અતુલાં, આ જ્ઞાન તણાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો !

ઘણાં મોંઘાં, રસાળાં, સુંવાળાં, આ તત્ત્વ તણાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો !

પરમ શુદ્ધ હૃદય માંહી દૂધ તો ભર્યાં;
ગુરૂએ દીધેલ જ્ઞાન-દધીએ ધર્યાં;
એની બલિહારી, હું એની મહિયારી, કોઇ
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

કાચા પોચા મારી મટકી ન ઝાંખે;
યુવના સમર્પે તે તો તેની મઝા ચાખે:
ઉરને ઉદ્ધારી દે ભવને સુધારી, એવાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

વિશદ અવિચ્છિન્ન બ્રહ્મ-જ્ઞાન ઉરે રાખો;
ગોરસ ચાખી ગોરસાને ફોડી નાંખો:
લેજો ધીરે ઉતારી મટકી મ્હારી, રસવિહારી ! ભલાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

શ્રી ઉપેન્દ્રાચાર્ય

---

# બ્રહ્મનાદ



અહો ! બ્રહ્મનાદ ગાજે; ( ૨ )
શો બ્રહ્મનાદ ગાજે ! રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં;
અનેક રૂપે રાચિયે અનંત કોટિ અંડમાં. શો બ્રહ્મનાદ૦

સાખી : બીજ રૂપે રહી વૃક્ષમાં પિયે ભૂમિરસસાર;
ભૂતળ દળે ઊંડાં જળે પણ વસિયે નિરધાર.

દેહ–ભૂત માંહી દેવ રૂપે મનાઇયે,
તેજ માંહી તત્ત્વ બની તેજમાં સમાઇયે;
શૂન્ય માંહી શબ્દે છવાઇએ. શો બ્રહ્મનાદ૦

સાખી : સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સ્થળ એવું નહી કોય,
ફરિયે ક્રીડા નવ અમે, અણુમાં પણુ અણુ હોય.

અનેક રૂપે રાચિયે અનંત કોટિ અંડમાં. શો બ્રહ્મનાદ૦

કવિચિત્રકાર ફૂલચંદભાઇ



: ૬૩ :

# વીણા–તારો

( ઢાળ: અહો! બ્રહ્મનાદ ગાજે )



મારી વીણા તણા તારો! કરી એક સૂર તમારો
કરી નાદનો રણુકારો અનંતમાં;
ચેતનમય સ્વર પ્રસારો ગાનથી દિગંતમાં. મારી વીણા૦

સાખી: સમગ્ર નારી વિશ્વમાં મુજ વીણાના તાર;
તેનાં સુમધુર જીવન એ તાર તણો રણુકાર.

જીવનને સંગીતમય સુસ્વરિત કંઇ બનાવજો;
ગાનમાં નિજ પરહિતનો રમ્ય ધ્વનિ ગજાવજો;
કર્તવ્યે દિવ્યતા દૃઢાવજો. મારી વીણા૦

સાખી: સ્નેહ શૌર્ય આનંદનાં, જ્ઞાન તણાં કંઇ ગાન,
સ્વદેશનાં સર્વેશનાં, ગાજો બની એકતાન.

પ્રાણને પ્રસારો તમે જડ ને જીવંતમાં. મારી વીણા૦

સાખી: સાવધ બની હવે તમે લેજો આશ્રય મુજ;
ઉખર સૃષ્ટિને કીજિયે નવપલ્લવિત કુંજ.

ઈશ્વરી રૂપે સુહાવો આદિ મધ્ય અંતમાં. મારી વીણા૦

શ્રી જયંતિદેવી

---

# કા'નુડો

( ઢાળઃ જીભલડી રે! તને હરિગુણ ગાતાં )



ગોપી—

જશોદા! તારા કા'નુડાને સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં, કોઇ નહીં પૂછનાર રે. જશોદા૦

શીકું તોડ્યું, ગોરસ ઢોળ્યું, ઉઘાડીને દ્વાર રે;
માખણ ખાધું, ઢોળી નાંખ્યું, જાન કીધું આ વાર રે. જશોદા૦

ખાંખાં ખોળાં કરતો હીંડે, બીહે નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહિયે લાડ રે? જશોદા૦

વારે વારે કહું છું તમને, હવે ન રાખું ભાર રે;
નિત્ય ઉઠીને એમ કેમ સહિયે વસી નગર મોઝાર રે? જશોદા૦

જશોદાજી—

આડી અવળી વાત તમારી, હું નહીં સાંભળનાર રે;
ડાહ્યો ડમરો લાડકો મારો, કદી ન એમ કરનાર રે. આડી૦

મારો કા'નજી ઘરમાં રમતો, ક્યારે દીઠો બ્હાર રે?
દૂધદહીંનાં માટ ભર્યાં છે, બીજે ન ચાખે લગાર રે. આડી૦

શાને કાજે મળીને આવા ટોળે વળી દશબાર રે?
નરસૈંયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. આડી૦

નરસિંહ મ્હેતા

# નંદકુંવર

( ઢાળઃ જશોદા તારા કા'નુડાને )



આજ મારે આંગણિયે પેલો નંદનો કુંવર બેઠો જો;
હું ગઈ'તી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો. આજ૦

ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાં જો;
મહિ કાઢી મ્હોં આગળ મેલ્યાં, ખાવા સારૂ આવ્યાં જો. આજ૦

ઓચિંતી મહિયારી આવી, હરિની બાવડી ઝાલી જો;
મોંઢા ઉપર ગોરસ લોહ્યું, ઓચંબા લઈ ચાલી જો. આજ૦

સાંભળજે તું, જશોદા રાણી! તારો કુંવર લાવી જો;
બાળક તારો બહુ મસ્તાનો, ટેવ શી પાડી આવી જો. આજ૦

કહે જશોદા, જૂઠાબોલી! જીભ કરો કાંઈ થોડી જો;
મારો કુંવર કાંઈ ન જાણે, બેઠો બેઉ કર જોડી જો. આજ૦

બાળ જુવે તો પોતા કેરૂં, જોઈને લજ્જા પામી જો;
સહુ ગોપીનાં માન ઉતાર્યાં, એવો અંતર્યામી જો. આજ૦

એની અક્કલને કોઈ ન પહોંચે, ગતિ એની બહુ ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે અબળા રહી છે હારી જો. આજ૦

દ્વારકો

## નાગરનંદા

( ઢાળ : કુંવરને વારોને, વજરાણી !



મુગટ પર વારી જાઉં, નાગરનંદા !
    નાગરનંદા ! બાલ મુકુંદા !        મુગટ૦

સબ દેવોમેં શિવજી બડે હેં;
    પ્રાણીમેં બડા મનુષ્ય.        મુગટ૦

સબ પર્વતમેં હિમાલય બડે હેં;
    નદીયનમેં બડી ગંગા.        મુગટ૦

સબ તેજોમેં સૂર્ય બડે હેં;
    તારનમેં બડા ચંદા.        મુગટ૦

સબ ગોપીમેં રાધા બડી હેં;
    ગોપમેં બડા કીષ્ણુ.        મુગટ૦

બાઇ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર;
    સત્ ચિત્ સુખ ધનકંદા.        મુગટ૦

મીરાંબાઇ



# શોભા શ્યામની

( ઢાળ : મુગટ પર વારી જાઉં )



તું જોને સખિ! શોભા સલૂણા આ શ્યામની.

કોટિ કંદર્પ લજાવે એનું મુખડું;
ફિક્કી પડે છે કલા દામિની. તું જોને૦

કોટિ આભૂષણનું એ ભૂષણ;
સીમા છે એ અભિરામની. તું જોને૦

સદ્‌ગુણસાગર, નટવર નાગર,
બલિહારી હું એના નામની. તું જોને૦

સમજો એને એ સાર સરવનું;
બીજી વસ્તુ નથી કામની. તું જોને૦

અનુપમ એ અલબેલો રસિયો,
જીવનમુખી દયારામની. તું જોને૦

દયારામ



# બંસી

( ઢાળ: મુગટ પર વારી જાઉં )



રાધા પ્યારી! દે ડારો બંસી હમેરી;
બંસી હમેરી, એ બંસરી હમેરી. રાધા૦

યે બંસીમેં મેરા પ્રાન બસત હે;
વો બંસી લેઇ ગઇ ચેરી. રાધા૦

ના સોનેકી, બંસી ના રુપેકી;
હરે હરે બાંસકી પેરી. રાધા૦

કાહેસે ગાવું, રાધા! કાહેસે બજાવું?
કાહેસે લાવું ગઉઆં ઘેરી? રાધા૦

મુખસેં ગાઓ, કા'ના! કરસેં બજાઓ;
લકરી સે લાવો ગઉઆં ઘેરી. રાધા૦

ઘટી એક મુખમેં, ઘટી એક કરમેં;
ઘટી એક અધર ધરી. રાધા૦

મીરાંકે પ્રભુ ગિરિધર નાગર
ચરણુકમળ પર બરોરી. રાધા૦

**મીરાંબાઇ**

# બંસુરી

( ઢાળ: મુગટ પર વારી જાઉં )



બંસુરી ! તૂં કવન ગુમાન ભરી ?

સોનેકી નાહીં, રૂપેકી નાહીં;
નાહીં રતન જરી. બંસુરી॰

જાત સિફત તેરી સબ કોઇ જાને;
મધુવનકી લકરી. બંસુરી॰

ક્યા રે ભયો જબ હરિમુખ લાગી ?
બાજત બિરહ ભરી. બંસુરી॰

સૂરશ્યામપ્રભુ ! અબ ક્યા કરિયે ?
અધરન લાગત રી. બંસુરી॰

**સૂરદાસ**



: ૭૦ :

# શ્યામ રંગ સમીપે



શ્યામ રંગ સમીપે ન જાવું,
મારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું.

જેમાં કાળાશ તે સહુ એક સરખું;
સર્વમાં કપટ હશે આવું, મારે આજ૦

કસ્તુરીની બીંદી તે કરૂં નહીં;
કાજળ ન આંખમાં અંજાવું, મારે આજ૦

કોકિલાનો શબ્દ સુણું નહીં;
કાગવાણી શકુનમાં ન લાવું, મારે આજ૦

નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં;
જમુનાનાં નીરમાં ન ન્હાવું, મારે આજ૦

મરકત મણિ ને મેઘ દષ્ટે ન જોવાં;
જાંબુ વંત્યાક ન ખાવું, મારે આજ૦

દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો;
મન કહે પલક ના નિભાવું, મારે આજ૦

દયારામ



# હિન્દ દેવીનું પૂજન

( ઢાળઃ શ્યામ રંગ સમીપે ન જાવું )



જન્મભૂમિ પૂજવાને જઇયે રે, ઓ બ્હેનીઓ !
જનનિભૂમિ પૂજવાને જઇએ,

સ્વર્ગથી ય મોંઘી આ અમોલી હિન્દ મૈયા;
તનમનધન અર્પી 'ધન્ય' થઇએ રેઃ ઓ બ્હેનીઓ !

ગાજી મંગલા અનેરી માજીમન્દિરે આ;
આરતીની જ્યોત લલિત લઇએ રેઃ ઓ બ્હેનીઓ !

સત્ય, પ્રેમ, ધર્મ, નીતિ ને પવિત્રતાનાં
પત્ર–પુષ્પ–ધૂપ ધરી રહિયે રેઃ ઓ બ્હેનીઓ !

ચાચરમાં રમે સાધુ બાલ, વીર બાલા;
માની એ પ્રસાદી વસો હૈયે રેઃ ઓ બ્હેનીઓ !

ભક્તિનો સુવાસ, ત્યાગની મીઠાશ, શીળાં
આત્મદાન, માતૃપદે ગૃહિયે રેઃ ઓ બ્હેનીઓ !

અરૂણરંગ, તેજ મધુર, માજીમુગટ રહોયાં;
ગગનપાર હૃદયગાન વહિયે રેઃ ઓ બ્હેનીઓ !

ઘંટારવ, શંખનાદ–ઉદયવાદ્ય વાગ્યાં;
જાગૃતિનો સાદ બધે દઇએ રેઃ ઓ બ્હેનીઓ !

આવો માજીમંડપમાં, બાલ વ્હાલઘેલાં !
જીવન સકળ સેવનમાં વહિયે રેઃ ઓ બ્હેનીઓ !

રામમોહનરાય જસવંતરાય

---

## સેવાનો ધર્મ સ્વીકારો

( ઢાળઃ શ્યામ રંગ સમીપે ન જાવું )



સેવાનો ધર્મ સ્વીકારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

દુનિયાના ધર્મની સેવા જ ચાવી;
ઉઘાડે પ્રેમપટારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

જાતભાતભેદોના ક્લેશ સહુ છોડી
એકતાની લ્હાણી સ્વીકારો, સાહેલીઓ !
સેવા નો ધર્મ સ્વીકારો.

ભૂખ્યાને ભાખરી ને તરસ્યાને પાણી;
અંધાને પડતાં ઉગારો, સાહેલીઓ!
સેવાનો ધર્મ સ્વીકારો.

દર્દને દીલાસો દુઃખી હૃદયને
શાંતિની વાત વિચારો, સાહેલીઓ!
સેવાનો ધર્મ સ્વીકારો.

પ્રેમી પ્રભુને પામવાને માટે
સેવાનો શ્રેષ્ઠ સિતારો, સાહેલીઓ!
સેવાનો ધર્મ સ્વીકારો.

ગોકુળદાસ દ્વા રાયચુરા

---

## વેરણ વાંસલડી



વ્રજનારી—

ઓ વાંસલડી! વેરણ થઇ લાગી રે! વ્રજની નારને;
શું શોર કરે? જાતલડી તારી તું મન વિચારને.

તું તો જંગલ કાષ્ટ તણો કટકો;
રંગરસિયે દીધો રંગચટકો;
અલી! તે પર આવડો શો લટકો? ઓ વાંસલડી૦

તને કા'નકુંવર કરમાં રાખે;
તું અધર તણો રસ નિત ચાખે;
    તું તો અમને દુઃખડાં બહુ દાખે    ઓ વાંસલડી૦

તું તો મોહનના મુખ પર મ્હાલે;
તુજ વિના નાથને નવ ચાલે;
    તું તો શોક્ય થઇ અમને સાલે.    ઓ વાંસલડી૦

તને હરિએ હાથ ગ્રહી લીધી;
તને સૌમાં શિરોમણિ કીધી;
    ક્ષણ મુખથી નવ મૂકે વીલી.    ઓ વાંસલડી૦

હું તુજને આવી નવ જાણતી;
નહિ તો તુજ પર મહેર ન આણતી;
    તારાં ડાળ મૂળ સાહીને તાણતી.    ઓ વાંસલડી૦

દયાના પ્રીતમને પૂરણ પ્યારી;
તને અળગી નવ મૂકે ન્યારી;
    તારો ભેદ ગુણ દિસે ભારી.    ઓ વાંસલડી૦

દયારામ



# વાંસલડીનાં તપ

( ઢાળ: ઓ વાંસલડી ! )



વાંસલડી—

ઓ વ્રજનારી ! શા માટે તું અમને આળ ચઢાવે ?
પૂણ્ય પૂર્વ તણાં, તેથી પાતળિયો અમને લાડ લડાવે.

મેં પૂરણ તપ સાધ્યાં વનમાં;
મેં ટાઢતડકા વેઠયાં તનમાં;
ત્યારે મોહને મહેર આણી મનમાં. ઓ વ્રજનારી૦

હું ચોમાસે પાધર રહેતી;
ઘણી મેઘઝડીઓ શરીરે સહેતી;
સુખદુઃખ કાંઇ દિલમાં નવ લેતી. ઓ વ્રજનારી૦

મારે અંતે વાઢ વઢાવિયા;
વળતી સંધાડે ચઢાવિયા;
તે ઉપર છેદ પડાવિયા. ઓ વ્રજનારી૦

ત્યારે હરિએ હાથ ગ્રહી લીધી;
સહુકોમાં શિરોમણિ કીધી;
દેહ અરપી અધર અંગે દીધી. ઓ વ્રજનારી૦

માટે દયાના પ્રીતમને છું પ્યારી;
નિત્ય મુખડે રમાડે મુરારિ;
મારો ભેદ ઘણો દિસે ભારી. ઓ વ્રજનારી૦

દયારામ

## મનભમરા

( ઢાળ: ઓ વાંસલડી ! )



હે મનભમરા ! હૃદયકમળમાં પેસી હરિમય થાને;
ભવ મૃત્યુ જરા જન્માદિ ભયથી તું સહજ ટળી જાને. હે મન૦

જોઇ ભવાટવી તું ભૂલ્યો છે;
તનવૃક્ષ સરસ ગણી ફૂલ્યો છે;
થઇ લુબ્ધ વિષરસે ડૂલ્યો છે. હે મન૦

ઇચ્છા અનુપમ રસની ધારે,
તો આવ સુજનતરૂને ક્યારે;
જે સિંચાર્યા છે બ્રહ્મજળધારે. હે મન૦

તે તરૂફૂળ–શબ્દ સરસ જોજે;
અનુભવી સર્વે સંશય ખોજે;
અર્થરસસ્વાદે તું સદા મ્હોજે. હે મન૦

તે અમૃતરસને નિત્ય ચાખી
તું તૃપ્ત થજે સ્થિરતા રાખી;
ના અન્ય મુખે કિંચિત્ ભાખી. હે મન૦

તને ગંધ તણી અતિશય ભૂખ છે;
તે હૃદયકમળમાં સૌ સુખ છે;
તુજ ઘર સન્મુખ જેનું મુખ છે. હે મન૦

સુખ પૂર્વક કમળ વિષે રહેજે;
ત્યાં વિરમી સુગંધ સદા લેજે;
થઇ અમર નૃસિંહને આ કહેજે. હે મન૦

શ્રી નરસિંહાચાર્ય

---

## વાંસલડીએ ઘેલી રાધાને કરી

( ઢાળ: ઓધવજી! સંદેશો કહેજો શ્યામને )



વાંસલડીએ ઘેલી રાધાને કરી,
મધુરી વાગે, પણ નવ દીસે કહાન જો! વાંસલડી૦

વાંસલડી કહે, સુણુ, ઓ રાધા બ્હાવરી!
અલખમુખ ચ્હડી કઇં છું હું લખગાન જો! વાંસલડી૦

અલખપ્રીતડી જગાડું તુજ હઇડા વિષે,
અલખ કહાનની વનમાં ન જડે વાટ જો! વાંસલડી૦

અલખની જોગણુ! અલખ જોગ ધરી જાગજે,
જગવ અલખરતિ જમુનાજીને ઘાટ જો! વાંસલડી૦

ગો. મા. ત્રિપાઠી

---

: ૭૮ :

# એ દિવસો

( ઢાળ : ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને )



ચંદન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસીલી હસતી લલિત વર હાસ જો !
ચાંદલિયો ઉર ભરી ભરી રસ કંઇ ઢોળતો,
આપણુ પણુ રમતાં'તાં વિરલ વિલાસ જો !
એવા યે દિવસો પણુ પ્રિયતમ ! વહી ગયા.

ફૂલફૂલની પાંદડીઓ મીંચઇ ઢળી જતી,
નમી નમી સુરભિ લેતા પ્રિયને ઉછંગ જો !
નયનોમાં નયનો ઢાળીને હેત શું
ઉજવ્યો ઉત્સવ, સ્હમજી પરમ પ્રસંગ જો !
એવા દિવસ હતા તે પ્રિયતમ ! વહી ગયા.

પ્રિયતમ ! એ શશીરાજ ચ્હડન્ત અટારીએ,
રમે પદે ન્હાનકડો અનિલકુમાર જો !
ને મદભર રજનીનાં નયનો નાચતાં,
હૃદય ઝીલે સૌનાં અમૃતની ધાર જો !
એવા દિનનાં શમણાં પ્રિયતમ ! વહી ગયાં.

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી
પંખી પ્હોડયાં, ભીડીને પાંખ શું પાંખ જો !
વિલસે આજ જગત સહુ રસના અંકમાં,
અજબ વિલ્લસતી અલબેલી તુજ આંખ જો !
એવા રસદિવસો યે પ્રિયતમ ! વહી ગયા.

કવિ ન્હાનાલાલ

## મહેમાનોને પ્રાર્થના

( ઢાળ : ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને )



મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો;
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો. મહેમાનો૦

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં ત્હમે,
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો. મહેમાનો૦

મણિશંકર ર. ભટ્ટ

---

## કલાપીને સંબોધન

( ઢાળ : ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને )



સુરતાની વાડીના મીઠા મોરલા !
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા;
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો ! સુરતાની૦

આંજે ને અજવાળે આંખલડી સખી,
અંતર ઉપર ઉઘડે આલમનૂર જો!
હેત હૈયાનાં વહતી વાજે વાંસળી,
ઉડે સ્વર આકાશે અંદર દૂર જો! સુરતાની૦

નંદન વનનાં પ્રાસાદોની ટોચથી
મધુરી કેકા આજે શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી
અંતર્દ્વારે ગીતા શી અથડાય જો! સુરતાની૦

"તત્સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ"
ગાયત્રીનો જૂનો ભેદક મંત્ર જો!
આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનો એ તંત્ર જો! સુરતાની૦

મણિશંકર ર. ભટ્ટ

---

## વ્હાલાંને આમંત્રણ

( ઢાળ: ઓધવજી! સંદેશો કહેજો શ્યામને )



આવો–આવો, વ્હાલાં! સાથે ઉડિયે
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઉંચા ઉંચા તેજોમય આકાશ છે,
ઉંચા ઉંચા આત્માના અભિલાષ જો. આવો૦

એકલવાયાં ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઉણ્યાં ઉણ્યાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહી જન ના સાથે ભોગવનાર જો. આવો૦

મ્હારાં છો, ને રહેશો મ્હારાં સર્વદા;
બાંધ્યા પ્રભુએ સ્નેહ ભર્યા સંબંધ જો;
વિધિનિર્મ્યા સંબંધો કરવા સાર્થ ક્યાં
સંચરિયે ના સાથે વ્યોમ અનન્ત જો ? આવો૦

ચન્દ્રશંકર ન. પંડ્યા

---

## વ્યોમવિહાર

( ઢાળ: ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને )



વ્હાલા ! ચાલો કરિયે વ્યોમવિહાર જો !

બીજચન્દ્રનું કરી અનેરૂં હોડલું,
ધૂમકેતુનું લઇ હલેસું હાથ જો,
રસનાવિક થજો પ્રિયતમ ! ત્હેમાં ત્હમે,
ધ્રુવ તારક પ્રતિ ધપશું આપણ સાથ જો ! વ્હાલા !

( ૨ )

આભ તણાં ઉંડાં ઉંડાણો ચીરીને
માર્ગ ક્રમન્તાં વીજ બતાવે વાટ જો;
ગ્રહમંડળના જૂદા જૂદા ગોળનાં
પરિક્રમણના સુણશું મંજુલ નાદ જો! વ્હાલા!

( ૩ )

રસસૂના સંસાર તણાં સુખદુઃખને
ભૂલી, લઇશું દેવદીધા આનન્દ જો;
જગજૂના છોડીને મનુ–સમાજને
આપણ ધરીશું કૈં કૈં સ્વર્ગીય સ્વાંગ જો! વ્હાલા!

( ૪ )

ઘડીક મંગળ કેરા ગ્રહ પર ઉતરી
નિહાળશું નભતારલીઓના રાસ જો:
ગુર્જરભૂમિની નીલમલીલી કુંજના
રસિક વિહારી કવિ! મુજ એ અભિલાષ જો! વ્હાલા!

જનાર્દન –પ્રા. પ્રભાસ્કર



# ન્હોરતાંને ન્હોતરે



સાખી: અમૃતચોઘડિયાં ગજે, મંદિર મંગલનાદ;
અરૂણુ લઇને ઉતરે ઈશ્વરઆશીર્વાદ:

ચાલ, સખિ! ચાલ સ્નેહગંગાને કાંઠડે,
ઉષાનાં તેજે અંઘોળવા:
ગુર્જરીની કુંજકુંજે ટહૂકંતી કોકિલા,
જઇએ રસરાસે કલ્લોલવા.

સાખી: ધોવા કલંક ચાંદલો ડૂબ્યો સાયરનીર;
પ્હરોડ પ્રકટયાં પ્રાચિમાં, નિર્મળ કંચનકીર:

જોને, સખિ! જોને ફૂટે કસુમ્બલ ટસરો,
અણુઓટયાં ફૂલડાંની ફોરમ ફોરે;
ફોરે વસંત, વાય મલયાનિલ મિઠુડો,
ઘરઘરની રાજ! ગૂજરાતણુ મ્હોરે.

સાખી: રત્નાકરનાં મોતીડાં, માનસસરના હંસ;
પંપાસરનાં પદ્મ ને મધુવનના મકરંદ:

ઝીલો, સખિ! ઝીલો સ્નેહ—સૌન્દર્ય જૂજવાં,
ઝીલી ઝીલીને ભેટ ધરિયે ભોમે;
ભોમે સામ્રાજ્ય આજ સ્વાતંત્ર્ય સોહલાં,
કલ્યાણુક આણુ જેની સૂરજ સોમે:
—ચાલ, સખિ!

કેશવ હ. શેઠ

---

# સંધ્યા

( ઢાળ: ચાલ, સખિ! ચાલ સ્નેહગંગાને કાંઠડે )



શાંત સંધ્યાનાં તેજ કોઇ ઝીલો...રે
માનવી !...સંધ્યાના રંગ કોઇ ઝીલો.

સાખી: આછા આછા રંગની સુરખી રહી છવાઇ;
નવરંગી આ આભમાં લીલા રહી ગવાઇ.
શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો...રે
માનવી !...સંધ્યાના રંગ કોઇ ઝીલો.

સાખી: વનમાલા કંઠે ધરી, પુષ્પો પહેરી કાન,
સ્વર્ગસુખી સંગે કરે વનદેવી વિભુ-ગાન.
શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો...રે
માનવી !...સંધ્યાના રંગ કોઇ ઝીલો.

સાખી: ગોરજ આ ઉડી રહી, રંગમિલાવટ થાય;
પંખેરૂં આ નભ વિષે ન્હાતું-ધાતું જાય.
શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો...રે
માનવી !...સંધ્યાના રંગ કોઇ ઝીલો.

સાખી: સંધ્યાદીપ પ્રકાશિયા, ઘંટાનાદ સુણાય;
ટોળે મળી મળી સુન્દરી સંધ્યાદર્શન જાય.
શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો...રે
માનવી !...સંધ્યાના રંગ કોઇ ઝીલો.

સાખી : તેજદ્યુતિ આછી થઇ, સંધ્યા ગઇ કરમાઇ;
તારકની સાડી ધરી ચંદા રહી પમરાઇ.

શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો...રે
માનવી !...સંધ્યાના રંગ કોઇ ઝીલો.

રામનારાયણ રે. ત્રિવેદી

---

## રાધા–કૃષ્ણ

( ઢાળ : પ્રેમની, પ્રેમની, પ્રેમની રે
મને લાગી કટારી પ્રેમની. )



રાધા–કૃષ્ણ વિના બીજું બોલ મા;
બોલ મા, બોલ મા, બોલ મા રે. રાધા–કૃષ્ણ૦

સાકર–શેરડીનો સ્વાદ તજીને
કડવો લીમડો ઘોળ મા રે. રાધા–કૃષ્ણ૦

ચાંદા–સૂરજનું તેજ તજીને
આગિયા સંગાથે પ્રીત જોડ મા રે. રાધા–કૃષ્ણ૦

હીરા રે માણેક ઝવેર તજીને
કથીર સંગાથે મણિ તોળ મા રે. રાધા–કૃષ્ણ૦

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે. રાધા–કૃષ્ણ૦

મીરાંબાઇ

---

# દૃગ રસભર મોરે દિલ છાઇ રહી !

( ઢાળ : રાધા-કૃષ્ણ વિના બીજું બોલ મા )



દૃગ રસભર મોરે દિલ છાઇ રહી;
છાઇ રહી, છલકાઇ રહી : દૃગ૦

ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઇ,
પલક પલટ અણુખાઇ રહી : દૃગ૦

પૂર્ણ ભરી મદ મંદ વિલાસિની
નવીન સુધા વરસાવી રહી : દૃગ૦

દુઃખી સુખી વળી વિધ વિધ રંગી
ખલક સુરંગ મચાવી રહી : દૃગ૦

ભીતર બાહેર, ઉપર નીચે,
મણિમય મોદ મચાવી રહી : દૃગ૦

મણિલાલ નભુભાઇ



# મીરાંશૃંગાર

( ઢાળઃ ક્યાં ગયો રે પેલો મોરલીવાળો ? )



મુજ અબળાને મોટી મીરાંત, બાઇ! શામળો ઘરેણું મારે સાચું રે.

વાળી ઘડાવું વિઠ્ઠલ વર કેરી, હાર હરિનો મારે હઇયે રે;
ચિત્ત માળા, ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે? મુજ૦

ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણુવટ અંતરજામી રે. મુજ૦

પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે. મુજ૦

સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર હરિને ચરણે જાચું રે. મુજ૦

મીરાંબાઇ



# સખીને આમંત્રણ

( ઢાળઃ મુજ અબળાને મોટી મીરાંત, બાઇ ! )



ચાલોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !
પુણ્યસલિલઅવગાહનથી, સખિ ! અંતર પાવન થઇએ રે !
ચાલોને, સહિયર !

સાખી : પ્રભુના ગિરિથી અવતરે શાંત સદાશિવ નીર;
શમવે મનુકુલતાપને છાયા તરુવર તીર !

શીતલ સૌમ્ય સુધારસ, સુંદરી ! રેલી રહ્યો, જઇ લઇએ રે !
ચાલોને, સહિયર !

સાખી : સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ધોધ :
લલિત કરી ક્લાંતાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ !

સાડી સજો, સખી ! સ્નેહસુરંગીઃ વારિ પરસ્પર દઇએ રે !
ચાલોને, સહિયર !

મણિશંકર ર. ભટ્ટ



## ચાલોને સહિયર

( ઢાળ: મુજ અબળાને મોટી મીરાંત, બાઇ! )



ચાલોને, સહિયર ! હસતાં રમતાં જલ ભરવાને જઇએ રે;
શીતળ નિર્મળ નીર નદીનાં, છોળે ઝીલી સુખી થઇએ રે. ચાલો૦

સાખી : તટ તરૂવર ઝૂકી રહ્યું, ડાળો ઝોલાં ખાય;
તે પર પંખી જોડલું ચાંચ ભરીને ન્હાય.

પ્રેમે મસ્ત બનીને રમતું, તેને વધામણું દઇએ રે. ચાલો૦

સાખી : આછી લ્હેરો પવનની, આછા નદીતરંગ;
આછાં વસ્ત્ર સખી તણાં, આછા ઉરઉમંગ.

આછાં રહ્યાં સ્મિત છાઇ મુખે, સખી ! તેને વધામણું દઇએ રે. ચાલો૦

જયરાજ ( નાટક )

---

## ગુણવંતી ગુજરાત



ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ–નમીએ, માત ! અમારી ગુણવંતી ગુજરાત !

મોંઘેરા તુજ મણિમંડપમાં ઝૂકી રહ્યાં અમ શીષ;
માત મીઠી તુજ શરણ પડીને
માગીએ શુભ આશિષ ! અમારી૦

મીઠી મનોહર વાડી આ તારી નંદનવન શી અમોલ;
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં
કરીએ નિત્ય કલોલ! અમારી૦

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં
અર્પણ કરીએ જાત! અમારી૦

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર
એક જ તારી છાંય! અમારી૦

સર સરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી,
માત! રમે અમ ઉર! અમારી૦

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત! અમે તુજ બાળ!
અંગ ઉમંગ ભરી નવરંગે
કરીએ સેવા સહુ કાળ! અમારી૦

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો
કરીએ જય જયકાર! અમારી૦

અ. ફે. ખબરદાર

# ગુર્જરરાષ્ટ્રનો સૂર

( ઢાળ: ગુણવંતી ગુજરાત )



ગુર્જરરાષ્ટ્રનો સૂર,
અભય છે ગુર્જરરાષ્ટ્રનો સૂર.
સહુ ગુર્જર નરનાર સાંભળો આત્માને અંકુર;
સત્વ સૂરે, સમરવસંવાદે સંગીત દૂર—અદૂર ! અભય૦

સાગર ઘૂઘવે દિલના મોજે ધીર ગંભીર ભરપૂર;
સરલ વિમલ સરિતા જો ! ગાતી રસઘેલી આતુર. અભય૦

કોકિલ વનકુંજે જો ! કૂજે, ઉલ્લાસે ચકચૂર !
ગિરિશિખરે મોરલિયા ટહૂકે, પ્રેમામૃતે પ્રચૂર ! અભય૦

નાભિનાદની ગીતા હૂંકે સિંહ રસિક ચતુર !
ગુણગરવી જો ! લલિત ગુર્જરી ગર્જે સ્વતંત્ર સૂર ! અભય૦

સ્વદેશની એ સર્વ વિભૂતિ ઘૂમે મસ્ત મગરૂર;
સ્વાધીનતાનો વિજય ઉજવિયે રહી નિર્ભય બહાદૂર ! અભય૦

લલિતજી



# ફરી એ બંસી સુણાવ !

( ઢાળ: ગુણવંતી ગુજરાત )



ફરી એ બંસી સુણાવ !
 કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ !

ગોકુળના ગોરસપ્રેમી હો !
 રસ મધુ—મધુરો ભાવ:
સ્નેહભાવ સાદાઇ ગાઇ
 મોહ મૂકાવી જગાવ: કન્હૈયા !

મધુવન સૂનું—છેક સૂનું છે,
 વ્રજ રસહીન છે સાવ:
મધુબંસી ફરીથી બજવાને
 એ રસરેલ જમાવ: કન્હૈયા !

ધર્મધેનુના ગોપરાજ હો !
 ગો—સેવા સહમજાવ !
કર્મયોગનો પાઠ ભૂલ્યાંને
 ફરી ઓ વીર ! ભણાવ: કન્હૈયા !

ભરતકુંજમાં મોહન ! વળી એ
 ચેતનસૂર રણકાવ:
ધર્મરક્ષણાર્થે—પુરૂષાર્થે
 પ્રાણતંત્ર ઝણકાવ: કન્હૈયા !

કૌરવદળ સ્હામે ઝૂઝવું છે,
પાંડવ મા ગભરાવ:
સ્વરાજ્યને રથ સારથી થઇને
ધર્મયુદ્ધ જીતાવ: કન્હૈયા

રમણીકલાલ કી. મહેતા

---

## ગાંધીનું ગુજરાત

( ઢાળ: ગુણવંતી ગુજરાત )



ગાંધીનું ગુજરાત, ગણાયે ગાંધીનું ગુજરાત.

ગુર્જરદેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત;
દર્શનથી કંઇ ચેતન પ્રકટે જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ, ભ્રાત ! ગાંધીનું૦

સાબરમતીના સુન્દર તટ પર પ્રગટ્યું નૂતન પ્રભાત;
મોહન ! તુજ સત્યાગ્રહબંસીસૂર સુણી સહુ જાત
કરે મીઠી ઐક્યની વાત. ગાંધીનું૦

દેશભક્તિ ને રાજભક્તિની સાથે સાચી વાત;
નિર્ભયતા ને સત્ય વચનની શિક્ષા દઇ ર્‌હે, તાત !
બનાવ્યું નવું ગુજરાત. ગાંધીનું૦

ગોકુળદાસ દ્વા. રાયચુરા

---

# અમે તો ભરતભૂમિનાં બાળ

( ઢાળ: ગુણવંતી ગુજરાત )



ભરતભૂમિનાં બાળ,
અમે તો ભરતભૂમિનાં બાળ;
અમોને કેવળ એ પર વ્હાલ,
નિરંતર કેવળ એ પર વ્હાલ. અમે૦

સ્વર્ગ સમી પરભૂમિ સુન્દર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે પળભર નહીં ચમકાર. અમે૦

રંક ભલે રહી માત અમારી, તદપિ એ અમ પ્રાણ;
હૈયાંગેલ સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન. અમે૦

અવર ભૂમિની ભૂરકીમાં નહીં ભરત અમે ભૂલનાર;
પરમાતાનાં લાડ લૂખેરાં, તે શું દુઃખ દળનાર? અમે૦

અનેરું વ્રત કંઇ અમે ઉજવીશું, ઝગતા સુરઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર. અમે૦

વસંતવિનોદી



# સૂનાં સૂનાં સ્નેહધામ

( ઢાળ : આવેલ આશાભર્યા રે. )



૧. સૂનાં મન્દિર, સૂનાં માળિયાં,
ને મ્હારા સૂના હૈયાના મહેલ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે:

આવી આશાઓ મ્હારા ઉરની,
ને કાંઇ આધા આધા અલબેલ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૨. સૂના સૂના તે મ્હારા ઓરડા,
ને એક સૂની અન્ધારી રાત રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે:

પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાત રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૩. સૂની વસન્ત, સૂની વાડીઓ;
મ્હારાં સૂનાં સ્હવાર ને બપ્પોર રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે:

સહિયરને સંઘ હું બ્હાવરી,
મ્હારો ક્યહાં છે કળાયલ મોર રે!
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૪. સૂનું સૂનું આભઆંગણું,
ને વળી સૂની સંસારિયાની વાટ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ

માથે લીધાં જલબેડલાં,
હું તો ભૂલી પડી રસઘાટ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૫. સૂની સૂની મ્હારી આંખડી,
ને પેલો સૂનો આત્માનો આભ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ

પ્રીતમ ! પ્રીત કેમ વીસર્યા ?
એવો દીઠો અપ્રીતમાં શો લાભ રે !
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૬. સૂનાં સૂનાં ફૂલે ફૂલડાં,
મ્હારાં સૂનાં સિંહાસન, કાન્ત રે !
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ

આંબાની ડાળી મ્હોરે નમી,
મંહી કોયલ કરે કલ્પાન્ત રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૭. સૂનો સૂનો મ્હારો માંડવો,
ને ચારૂ સૂના આ ચન્દનીના ચોક રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ

રસિયાને રંગમહેલ એકલી,
મ્હારે નિર્જન ચૌદે ય લોક રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૮. સૂનો હિન્ડોલો મ્હારા સ્નેહનો,
ને કાંઇ સૂનો આ દેહનો હિન્ડોલ રે;
સ્નેહધામ સૂનાં સૂનાં રે:

વ્હાલાની વાગે દૂર વાંસળી,
નાથ ! આવો, બોલો એક બોલ રે:
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

કવિ ન્હાનાલાલ

---

## સુન્દરી શીળે ભરી રે

( ઢાળ: સ્નેહધામ સૂનાં સૂનાં રે. )



શીળાં સરોવર ઝીલવાં,
સખિ! શીળો મનોહર મેઘ રે;
સુન્દરી શીળે ભરી રે.

શીળા શશીમુખ શેરડા,
એવાં શીળાં તારલિયાનાં તેજ રે; સુન્દરી૦

શીળી ઉષા અલબેલડી,
  સખિ! શીળી સોહાગણુ સાંજ રે; સુન્દરી૦

શીળાં પ્રભુજીનાં પેખણાં,
  સખિ! શીળા તે શારદ રાસ રે; સુન્દરી૦

શીળી દાદાજીની ડેલિયો,
  એવી શીળી મીઠે મન માય રે; સુન્દરી૦

શીળાં વીરાજીનાં વેણુલાં,
  એવા શીળા ભાભી કેરા ભાવ રે; સુન્દરી૦

શીળું પીયર, શીળી સાસરી,
  કાંઇ શીળો સમોવડ સાથ રે; સુન્દરી૦

શીળાં સાસુ, સસરા સદા,
  સખિ! શીળી વ્હાલમની વાત રે; સુન્દરી૦

શીળી નણંદ ઉર નાગરી,
  કાંઇ શીળો તે દૂધમલ દે'ર રે; સુન્દરી૦

શીળી સાહેલી સંગની,
  એવી શીળી સંસારની સેર રે; સુન્દરી૦

શીળી ગોરાંદેની ગોઠડી,
  એનો શીળો કોડાયલ કન્થ રે; સુન્દરી૦

શીળી પ્રીતમની પ્રીતડી,
  એવા શીળા પ્રભુજીના પન્થ રે; સુન્દરી૦

શીળી વામા વિનયે ભરી,
  એની શીળી લાખેણી લાજ રે; સુન્દરી૦

શીળી શીયળ કેરી છાંયડી,
  સખિ! શીળાં રમણનાં રાજ રે; સુન્દરી૦

દા. ખુ. બોટાદકર

---

## માનીતીની આંખ

( ઢાળ: સ્નેહધામ સૂનાં સૂનાં રે. )



મેંદી તે વાવી માળવે,
  એનો રંગ ગીયો ગુજરાત રે;
    મેંદી રંગ લાગ્યો રે.

નાનો દેરીડો લાડકો, ને
લાંઘ લાવ્યો મેંદીનો છોડ રે; મેંદી રંગ લાગ્યો રે.

વાટી-ઘૂંટીને ભર્યા વાટકા,
ભાભી! રંગો તમારા હાથ રે; મેંદી રંગ લાગ્યો રે.

હાથ રંગીને દેરી! શું રે કરૂં?
એનો જોનારો પરદેશ રે; મેંદી રંગ લાગ્યો રે.

લાખ ટકા આલું રોકડા,
કોઈ જાવ જો દરીઆપાર રે; મેંદી રંગ લાગ્યો રે.

શોકયના સા'યબાને જઈ એટલું કે'જો,
તારી બેની પરણે, ઘરે આવ્ય રે; મેંદી રંગ લાગ્યો રે.

બેની પરણે તો ભલે પરણે,
એની ઝાઝા દી રોકજો જાન રે; મેંદી રંગ લાગ્યો રે.

શોક્યના સા'યબાને જઈ એટલું કે'જો,
તારો વીરો પરણે, ઘરે આવ્ય રે; મેંદી રંગ લાગ્યો રે.

વીરો પરણે તો ભલે પરણે,
એની જાડેરી જોડજો જાન રે; મેંદી રંગ લાગ્યો રે.

શોકયના સા'યબાને જઈ એટલું કે'જો,
તારી માડી મરે, ઘરે આવ્ય રે; મેંદી રંગ લાગ્યો રે.

માડી મરે તો ભલે મરે,
એને બાળજો ઓરડી હેઠ રે; મેંદી રંગ લાગ્યો રે.

શોક્યના સા'યબાને જઈ એટલું કે'જો,
તારી માનીતીની ઉડી આંખ રે; મેંદી રંગ લાગ્યો રે.

હાલો, સીપાઈઓ! હાલો, ભાઈબંધીઓ!
હવે હલકે બાંધો હથિયાર રે; મેંદી રંગ લાગ્યો રે.

રઢિયાળી રાત



# અંજલિ ફૂલડે ભરી રે

( ઢાળ: સ્નેહધામ સૂનાં સૂનાં રે. )



ખીલી લીલી ફૂલવાડીએ રે
કુંળી કલિકાઓ વીણી મધુર રે
અંજલિ ફૂલડે ભરી રે.

અંજલિનાં એક એક ફૂલડે રે
ફૂટે આશાના ઉરે અંકુર રે; અંજલિ૦

ફૂલડાંની એક એક પાંખડી રે
આંજે આતમનાં આંખડીમાં નૂર રે; અંજલિ૦

ન્હાતાં નિર્ઝરિયે નૂરને રે,
ભીંજ્યું ભાવે અણુઓટેલ ઉર રે; અંજલિ૦

ઉરનાં તે છલકાતે કાંઠડે રે
સ્નેહ–સૌન્દર્યનાં વહે પૂર રે; અંજલિ૦

એ રે સૌન્દર્ય–સ્નેહ પૂજવા રે,
જેને જીરવે ઝીલીને સતી–સુર રે; અંજલિ૦

પૂજારણ હું તો એવા દેવની રે,
પ્રાણદર્શન ને પૂજને આતુર રે; અંજલિ૦

જોતી એ વ્હાલમની વાટડી રે,
લાજ લોકડિયાંની કરી દૂર રે; અંજલિ૦

આવ્યો મધુપ કોક ઉડતો રે,
ડંખ દીધો અંગૂલિએ ક્રૂર રે; અંજલિ૦

વેરાણાં નવરંગ ફૂલડાં, ને–
મારા વિલાયા આશા–અંકુર રે;
દિલની દિલડે ઠરી રે?

કેશવ હ. શેઠ

---

## રણવાટ શોભી રહી રે

( ઢાળ: સ્નેહધામ સૂનાં સૂનાં રે )



જાઓ–સિધાવો, મ્હારા વ્હાલમા!
જ્યાં દીસે શૂરવીરોના ઘાટ રે;
રણવાટ શોભી રહી રે.

વાજે નગારાં કાંઇ શૌર્યનાં,
ત્યાં ઘોરે ક્ષત્રિય શંખનાદ રે; રણવાટ૦

ધ્રૂજે ધરા, ધ્રૂજે આભ, ને
કાંઇ ધ્રૂજે દશે દિગ્પાળ રે; રણવાટ૦

હણુહણુતી રણુઘોડલી, ને
 ડોલે હાથી સંગ્રામ રે; રણુવાટ૦

ગાયે ચારણુભાટ ગીતડાં,
 જ્યાં રગરગ જાગે શૌર્ય રે; રણુવાટ૦

વાગે છે હાક જયાં વીરની,
 જ્યાં આવે શરાતનપૂર રે; રણુવાટ૦

રાણીજાયા જઇ યુદ્ધમાં
 કાંઇ દીપાવે માતાનું નૂર રે; રણુવાટ૦

થાઓ વિજય–જય સ્વામીનો,
 એ જ માળા જપું દીન–રાત રે; રણુવાટ૦

થનગન થનગન નાચતી,
 જૂઓ, ઘોડલી બની અધીર રે; રણુવાટ૦

આજે આનંદ મ્હારે આંગણે,
 પિયુ રણુમાં રમવા જાય રે; રણુવાટ૦

ગોકુળદાસ દ્વા. રાયચુરા



# કાનુડો



કાનુડો કામણગારો રે, સાહેલી! આ તો કાનુડો કામણગારો રે.

કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો;
આ શું આંખલડીનો ચાળો રે! સાહેલી!૦

રંગે રાતો, મદ માતો, વાંસલડીમાં ગીત ગાતો;
નયણાં શું કરે વાતો રે. સાહેલી!૦

ભરવા હું ગઇ પાણી, પ્રેમપીડા ભરી આણી;
ઘેલી થઇ આવી શાણી રે. સાહેલી!૦

તેં કહ્યું તે મેં ન માન્યું, આજે મારી જાતે જાણ્યું;
આવડું મેં ન્હોતું જાણ્યું રે. સાહેલી!૦

બ્હેની તારે પાય લાગું, કાના વિના ઘેલું લાગ્યું;
દયાનો પ્રીતમ માગું રે. સાહેલી!૦

દયારામ



# અભાનોર્મિ

( ઢાળ: કાનુડો કામણગારો રે )



ગગને આજ પ્રેમની ઝલક છાઇ રે—ગગને૦

પૃથ્વિ રહી છવાઇ, પરવતો રહ્યા નાહી;
સચરાચરે ભરાઇ રે. ગગને૦

ભૂત ને ભવિષ્ય ગયા, વર્તમાન સર્વે થયા;
એકમાં અનેક રહ્યાં રે. ગગને૦

કીડીથી કુંજર સુધી ગળી ભેદ બુદ્ધિ ઉધી;
વાટડી અભેદ સુધી રે. ગગને૦

વાદ ને વિવાદ ગળ્યા, ઝેર વિખવાદ ટળ્યા;
જૂદા સહુ ભેગા મળ્યા રે. ગગને૦

વ્રત જોગ તપ સેવા, જૂઠા છે પ્રસાદ મેવા;
પંડિતો વેદાંતી તેવા રે. ગગને૦

ધન્ય ભાગ્ય તેનાં જેણે પ્રેમ પી નિહાળ્યો નેણે;
સુખને શું કહેશે વેણે રે. ગગને૦

સાંભળશે—કોણ કે'શે? શા થકી વખાણી લેશે?
ન કહે કે'વાઇ રે'શે રે. ગગને૦

પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે. ગગને૦

મણિલાલ નભુભાઇ

---

# સુન્દર વેણુ વાગી



રૂડી શરદ પુનમની રાત રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

મારો વાલોજી રમિયા રાસ રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

વાલે નટવર ધરિયો વેશ રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

એના ઘૂઘરિયાળા કેશ રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

ગોપી અતિ ઉતાવળાં આવે રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

મોતી–મુક્તાફળે જ વધાવે રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

તનની શુદ્ધબુદ્ધ સઘળી વિસારી રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

નયણે નિરખ્યા તે શ્રી વનમાળી રે,
સુન્દર વેણુ વાગી, વેણુ વાગી.

**વલ્લભ ભટ્ટ**

# મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો!

( ઢાળ: સુન્દર વેણુ વાગી, વેણુ વાગી )



મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !
લ્યોને ભરતભૂમિનાં નરનાર રે ! મીઠડાં૰

ઝરે વેગે ઝળકન્તાં ને ઉજળાં
ધર્મધેનુનાં દૂધ અમિધાર રેઃ મીઠડાં૰

ધેન સેવે શ્રી સ્વામિનીજી સોહ્યલાં;
નીરે પંડે પ્રભુજી જળાચાર રેઃ મીઠડાં૰

ગોપગોપિકા ઝિલન્ત દૈવી તેજીલાં;
કનકકળશે વહે અનન્ત ધાર રેઃ મીઠડાં૰

રસઝરણે કુંજનવન ભીંજીયાં;
સર્યાં કાલિન્દીમાં સુધાસાર રેઃ મીઠડાં૰

સકળ વિશ્વમાં વિલોલ રમે રંગીલાં;
લહે પાન એનું અમર જીવનપાર રેઃ મીઠડાં૰

પીયો, પારસી, ઈસ્લામી, આર્ય બાલુડાં!
પ્રીતે ખ્રીષ્ટનનાં પીજો કુમાર રેઃ મીઠડાં૰

પૂરંહેણે ઝૂલેલ ઉરફૂલડાં,
નન્દનન્દનકંઠે સુહાય હાર રેઃ મીઠડાં૰

રામમોહનરાય જસવંતરાય

---

# ફૂલડાં લ્યો!

( ઢાળ: સુન્દર વેણુ વાગી, વેણુ વાગી )



રસિક જન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !
હું તો લાવી છું દેવવાડી વેડી:
        રસિક જન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

પરિમલ પમરે પ્રભુપ્રસાદ કેરી:
દેવકીર્તિ સમી ઘેરી ઘેરી:
        રસિક જન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

તેજબાળ સમી દિવ્ય કાન્તિવાળાં:
સ્વર્ગસુન્દરી શાં કોમળાં–રૂપાળાં:
        રસિક જન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

બાલહાસ્ય સમાં અમૃતે સીંચેલાં:
યક્ષકન્યાની નયનકીકી જેવાં:
        રસિક જન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

સીતારામ જે. શર્મા



# ભાભલડી !

( ઢાળ: સુન્દર વેણુ વાગી, વેણુ વાગી )



ત્હારો કોડીલો કંથ દેખાડું,
ભાભલડી! આવજે, આવજે.
એનાં નયણાંનો નેહ ચખાડું,
ભાભલડી! આવજે, આવજે.

સાખીઃ મીઠા ને મૃદુતા ભર્યાં, મધુરા એના બોલ;
વીર મ્હારો વિનયી સદા, હાસ્ય કરે અણુમોલ.

એની જ્ઞાની-સિતારી સુણાવું,
ભાભલડી! આવજે, આવજે;
એના જીવનનો દેશ દેખાડું,
ભાભલડી! આવજે, આવજે.

સાખીઃ વીર મ્હારો સાગર સમો, સરિતા ભાભી જણાય;
નિરખી સંગમ સ્નેહનો દિલ મ્હારૂં હરખાય.

એની સેવાનો ભેખ બતાવું,
ભાભલડી! આવજે, આવજે;
એની આશાના લેખ વંચાવું,
ભાભલડી! આવજે, આવજે.

સાખીઃ ચંદ્ર સમો મુજ વીરલો, ચાંદની ભાભી ગણાય;
શીતળતા અમીરસ ઝરે, કુટુંબ-જગ પોષાય.

ત્હારા સૌભાગ્યદેવ બતાવું,
ભાભલડી! આવજે, આવજે;
ત્હારા જીવનના પ્રાણ દેખાડું,
ભાભલડી! આવજે, આવજે.

ગો. હ્રા. શાયચુરા

---

## મ્હારી ન્હાનકડી નણંદ

( ઢાળ: સુન્દર વેણુ વાગી, વેણુ વાગી )



મ્હને વ્હાલી–વ્હાલી બહુ મ્હારી રે
નણદી ન્હાનકડી, ન્હાનકડી.

ના હું ધરાઉં હૈયે ધારી રે, ,, ,, ,,
રૂડાં રૂડાં એનાં રૂપરંગ રે, ,, ,, ,,
ન્હાનાં નાજુક એનાં અંગ રે, ,, ,, ,,

સાખી— મીઠા મીઠા બોલતી કાલા કાલા બોલ;
કામણગારા હાસ્યથી દેતી હર્ષ અતોલ.

ભલું ભોળું એનું છે મન રે, નણુદી ન્હાનકડી, ન્હાનકડી.
એને લાગે છે સૌયે સ્વજન રે, ,, ,, ,,
એનું હૈયું હેતે ઉભરાય રે, ,, ,, ,,
જોઇ બીજાંને સુખી સુખી થાય રે, ,, ,, ,,

સાખી— સહુને રાજી રાખતી કંઇ કંઇ કરીને ખેલ;
કદિ કદિ વળી ગભરાવતી કરી કરી ખોટા ફેલ.

એનાં તોફાન સહુ નિર્દોષ રે, નણુદી ન્હાનકડી, ન્હાનકડી.
એના ઘડીના હર્ષ ને રોષ રે ,, ,, ,,
એના ઓર જ કાંઇ મીજાજ રે, ,, ,, ,,
સહુ ઉપર ચલાવે એ રાજ રે, ,, ,, ,,

સાખી— કંઠે વળગી કાનમાં લવતી કંઇ કંઇ બોલ;
સંદેશા નિજ ભાઇના કહીને કરતી ટોળ.

મ્હારૂં અમોલું એ છે રતન રે, નણુદી ન્હાનકડી, ન્હાનકડી.
કરશું એનાં રૂડેરાં જતન રે, ,, ,, ,,
મ્હારા, પ્રભુ! એ કારમું બાળ રે, ,, ,, ,,
કરજો એને સુખી સહુ કાળ રે! ,, ,, ,,

ચન્દ્રશંકર ન. પંડ્યા

# રસમાળી !

( ઢાળઃ સુન્દર વેણુ વાગી, વેણુ વાગી )



આ જીવનવેલને પોષો,
હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
સ્નેહસુધા સલિલથી સીંચો,
હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !

સાખીઃ બ્રહ્મ–ઉદ્યાને ઉપજી સુન્દર જીવન–વેલ;
વિશ્વવાયુની સેરમાં ખેલે જગના ખેલ.

અમીરસથી એ વેલડી ભીંજો,
હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
જગ–કુંજે એ વેલડી સુહાવો,
હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !

સાખીઃ જ્ઞાન–વૃક્ષની સાથમાં અખંડ એની પ્રીત;
વળગી રહી એ વેલડી ધરી નાથનું ચિત્ત.

એ વેલીને વૃક્ષે ચડાવો,
હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
એ અરજી અનેરી સ્વીકારો,
હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !

ગો. હા. રાયચુરા



: ૧૧૩ :

# ફૂલડાંકટોરી

( ઢાળ: હાવાં નહિ જાઉં મહી વેચવા રે લોલ. )



ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન!
ફૂલડાંકટોરી ગૂથી લાવ,
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહીં ઝીલું, રે બ્હેન!

અંજલિમાં ચાર ચાર ચારણી, રે બ્હેન!
અંજલિએ છૂંદણાંના ડાઘ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

ઝીલું નહીં તો ઝરી જતું, રે બ્હેન!
ઝીલું તો ઝરે દશ ધાર:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

ફૂલડાંમાં દેવની હથેળીઓ, રે બ્હેન!
દેવની કટોરી ગૂંથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

કવિ ન્હાનાલાલ

# ભારતી સ્ત્રીગીત

( ઢાળઃ ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ )



ગરબે રમવા, સાહેલી! સાંચરો રે લોલ;
ભારતી મન્દિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેની! ગીતરંગ રેલીએ રે લોલ.

સાખીઃ શરદ પુન્યમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય;
ચન્દ્રામુખનન્દન શીળી સ્મિતલહરી લહકાય;

રમે રમા, શારદા, સોહામણી રે લોલ;
કુંકુમે જ્યાં સાથિયા પૂરેલ, છે શોભા ઘણી રે લોલ;
આવો બ્હેની! આજ રાસ ખેલીએ રે લોલ.

સાખીઃ મિઠાં ઝરણુ ઝરી રહ્યાં મધુરૂં મધુરૂં સુરગાન;
કોકિલ બુલ્બુલ રસભર્યા દ્રવે અનુપમ તાન;

દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજ–કુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરી રે લોલ;
આવો બ્હેની! જનનિગાન ગાઇએ રે લોલ.

સાખીઃ ભાગીરથી ગોદાવરી બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિન્ધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર;

ગુર્જરી ને બંગ સુન્દરી મળી રે લોલ,
કાશ્મિરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપુતાણીઓ રે લોલ,
આવો બ્હેની! ઐકયતાન વાદ્યએ રે લોલ.

સાખીઃ કુસુમિત લીલી લલિતાલતા—લલના તરૂપતિ સંગ;
ભારતવાડી દિપાવતી વિવિધ વર્ણું નવરંગ;

પારસી, ઇસ્લામી, આર્ય, રમણીઓ રે લોલ,
યુરોપિયન નારીઓ, ઉલ્લાસરસવિલાસિની રે લોલ;
આવો બ્હેની! હિન્દદેવી વન્દીએ રે લોલ.

સાખીઃ હીમાલયશિર ઝળકતી, નિર્મળ, એ મન આશ;
ભિન્ન જાતિ—રીતિ, તદપિ ર્‌હો એક ઉર અમ વાસ;

લાવો, લાવો હ્રદયપાત્રમાં ધરી રે લોલ
મંગલ પ્રીતિઅર્ધ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે લોલ.
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીયે રે લોલ.

રામમોહનરાય જસવંતરાય

---

# દિવ્ય આશા

( ઢાળ: ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ. )



સ્વર્ગમંડળે થકી હું ઊતરી રે લોલ;
સ્વર્ગ માંહિં કાંઈ મુજ નિવાસ,
દિવ્ય આશ હું રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ.

દીન બન્યાં દુઃખભારથી દબી રે લોલ;
મનુજ બાળ! લ્યો કુસુમસુવાસ;
દિવ્ય હાસથી રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ.

મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ;
તે શમાવી ગાઉં અનુપ ગાન
ઉચ્ચ તાનનાં રે લોલ,
ઠામ ઠામ ચાલું ગીત રેડતી રે લોલ.

વિશ્વમોહનીનું બીન બેસુરું રે લોલ
મૂક થાય, જ્યહાં તણાય તાન
દિવ્ય વાદ્યનાં રે લોલ:—
મનુજલોકમાં હું એમ ખેલતી રે લોલ.

શાન્ત સિન્ધુ ગાન ગાય જ્યહાં ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્યહાં કરું રે લોલ
તારલાકણી બની હું એકલી રે લોલ.

નરસિંહરાવ ભોળાનાથ

# રાત્રિયે કોયલ

( ઢાળ: કામણુ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે. )



વ્હાલી, સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે,
ગાતી છન્દમાં રે૦ વ્હાલી.

શાન્ત રજનિમાં ચમકી ચાંદની,
જો આછી પથરાઇ વાદળી,
આવે ટહુકો અનિલલ્હેર કંઇ મન્દમાં રે,
ગાતી૦ વ્હાલી૦

વ્હાલી! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,
દે ની પાછો ટહુકો કોમળ કણ્ઠમાં રે,
ગાતી૦ વ્હાલી૦

કુહૂ કુહૂ કરી જો ફરી આવ્યો,
મીઠો રવ ઊર્મીરસ જો લાવ્યો,
કોયલડી રહી છૂપી ઝાડનાં ઝુંડમાં રે,
ગાતી૦ વ્હાલી૦

ચાલો પ્રિય! સુણિયે એ મીઠી,
મ્હેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જો પેલા ચંદમાં રે,
ગાતી૦ વ્હાલી૦

નરસિંહરાવ ભોળાનાથ

---

# ચન્દ્રદર્શન

( ઢાળઃ વ્હાલી સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે )



વ્હાલી! જોને પેલો ચાંદલીઓ આકાશમાં રે
રમે વિલાસમાં રે!

શરદ્ પૂનમ રળિયામણી રાતે, સુન્દર તારલિયાઓ સાથે,
રાસ રમે એકાન્તે દિવ્ય અવાસમાં રે:
રમે વિલાસમાં રે, વ્હાલી!૦

વ્યોમમંડળે ખેલે રોહિણી, સરવરિયે તો ખીલે કુમુદિની:
રેલે અમીને ઉભય પરે ઉલ્લાસમાં રે,
પૂર્ણ વિલાસમાં રે! વ્હાલી!

નભગંગામાં સ્નેહે ન્હાતાં, પરસ્પરે પ્રણયામૃત પાતાં,
થાતાં સમીપ, લઇ રોહિણીને પાસમાં રે,
કહે છે ન્હાસ મા રે! વ્હાલી!

રજનીએ તેજાંબર ધાર્યું, સજની! ત્હારૂં જીવન ઉજાળ્યું;
ભાળ્યું સુખ ચકોરે ચન્દ્રપ્રકાશમાં રે!
પ્રણયના પાશમાં રે! વ્હાલી!

એ ચાંદલિયા જેવું કાંઇ મેં જોયું જગમાંહે આંહી
મુખડું ત્હારૂં વ્હાલી! નિર્મલ હાસ્યમાં રે:
રમ્ય ઉજાસમાં રે! વ્હાલી!

જનાર્દન પ્રભાસ્કર

# જનનીસેવનનો મધુમધુરો અવસર

( ઢાળ: વ્હાલી, સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે )



જનનીસેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે ?
અવસર ક્યાં મળે રે ? જગજીવ્યું ફળે રે. જનની૦

નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર પાતી હૈયે ફુલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળે રે ? જનની૦

પ્રભુપુરગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અન્તર ઝલકે,
નવનવ સાજે શીખ દે સાને પળે પળે રે: જનની૦

ઉત્તમ શોણિત જનની કાજે
રેલાયે, શું વધુ કે'વાશે ?
કિસ્મત ક્યાંથી ? ભારતિહિત કાયા ઢળે રે ! જનની૦

વસન્તવિનોદી

# ગિરિકોકિલ

( ઢાળઃ અલબેલી રે અંબે માત જોવાને જઈએ. )



ઓ ગિરિકોકિલ ! તું.
શું અદ્દભુત રેલે ગાન ઓ ગિરિકોકિલ ! તું,
તુજ ગૂઢ અર્થનું જ્ઞાન પામું ન કો દિન હું.

મેઘશિખર છૂપ્યો ચંદા વરસે સ્મિત–અમીધાર અનન્ત રે;
ને ગિરિ, તરુ, જળ મત્ત જ ઘૂમે,–હેવું ગાન રેલંત
ઓ ગિરિકોકિલ ! તું.

લતા માધવી–ઉછંગ ઉછળી કળી રમે લાજાળ રે;
સુગન્ધ ને સ્મિત ચોગમ વેરે,–હેવી મધુર રવધાર
ઝરે ગિરિકોકિલ ! તું.

ટિટ્ટૂ ટિટ્ટૂ ગાન કુંડાળે ભમતું નભમોઝાર રે;
ગિરિશૃઙ્ગોમાં ધ્વનિ મધુરો દઈ રમ્ય રજતરણકાર
કરે ગિરિકોકિલ! તું.

મધ્યરજનિ ચાંદનીમાં ચળકે, સાગરને ગૂંચવાયું રે
ધુમસ રૂપેરી, તે પર તરતું ગાન ચમકતું આવ્યું
જો! ગિરિકોકિલનું.

પ્રિય સહચરીને શું તું સોધે ગાન ગાઈ વનવનમાં રે?
તે થકી શું કંઈ મધુર ગાનને રંગે ભાવ કરુણમાં
ઓ ગિરિકોકિલ! તું?

અવિરત મધુરા ગાન તણી તુજ કવિતા કદી ન મૂકાય રે;
એ અદ્ભુત ગુણ ક્યહાંથી સાંપડ્યો? મધુર જ મધુર જ ગાય
ઓ ગિરિકોકિલ! તું.

માનવજીવનના સૂર ઉંડા, પ્રફુલ્લ ને વળી ઘેરા રે;
તે સર્વેનાં રહસ્ય સાચાં વાંચી શકે જ અનેરાં
તે ગિરિકોકિલ! તું.

નૂતનઘનરંગે રંગીલી સન્ધ્યા લટકે આવે રે;
મધુર અનિલ–ઉચ્છ્વાસથી કરતી અધરસ્પર્શો ભાવે
ઉંચા ગિરિવરને;

તો ય અડગ ગિરિ સમાધિ ન તજે; તે ગિરિ પણ દ્રવ ધારે રે,
જેહ વેળ સુરસુન્દરી સન્ધ્યા લલિત સુરો લલકારે
આ ગિરિકોકિલના.

ગૂઢ શક્તિ ને ગૂઢ અર્થ તુજ કળી શકું શી પેર રે!
મૂઢ બને ગિરિવર જ્યહાં પીતાં અવિરત અમીરસસેર
તુજ ગિરિકોકિલ ઓ!

નરસિંહરાવ ભોળાનાથ



# ઉજમાળી ઉષા

( ઢાળ: ઓ ગિરિકોકિલ ! તું )



આવી આવી ઉજળે વેષ આ ઉજમાળી ઉષા;
લાવી લાવી દિવ્ય સન્દેશ આ ઉજમાળી ઉષા !

આવી ઉષા આંગણિયે મ્હારે, આવી ઉજળે રંગ રે:
ઓછપ પૂરતી રવિઉદયનો, દેતી ઉર આનન્દ !
આ ઉજમાળી ઉષા !

અવનિ ઉપર કુંકુમપગલાં માંડે પુણ્યપ્રભાત રે !
રજની-દિનની સન્ધ્યાને દે સુન્દરતા સાક્ષાત્;
આ ઉજમાળી ઉષા !

જગવાડીએ રમવા આવી બાળા કો શરમાળ રે;
રવિથી તે લજ્જાતી ઓઢે મુખડે રાતી શાલ:
આ ઉજમાળી ઉષા !

કાન્તિ સમેટે વિશ્વતણી જ્યાં નયને સુન્દર રૂપ રે;
સંસ્કૃતિનાં કિરણો પ્રગટાવતી ન્યાળી ઉષા અનૂપ !
આ ઉજમાળી ઉષા !

આ ભવ ને પરભવનાં એમાં ચિતર્યાં ઉજ્જવલ ચિત રે;
પ્રભુપ્રતિમાનાં પ્રેમપૂરેલાં જેમાં તેજ પવિત્ર !
આ ઉજમાળી ઉષા !

જનાર્દન પ્રભાસ્કર

# અમારી પર્ણકુટી

( ઢાળ: ઓ ગિરિકોકિલ! તું. )



શી સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી!
થઇ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી.

મંદ વહે જ્યાં ઉજ્જવલ નિર્ઝર
અભ્ર લઇ ઉત્સંગ રે;
આયુવર્ધક મીઠો વાયુ,
સૂર્ય કરે છે સ્વચ્છ પ્રવેશી પર્ણકુટી. શી સુન્દર૦

શરીર મનને બાળતી ચિન્તા
રહે આ વાસથી દૂર રે;
કલેશ સહુ આવેશભર્યાથી
સતત રહે છે મુક્ત અમારી પર્ણકુટી. શી સુન્દર૦

શાન્તિ અનુપમ મળતી અહિંયાં,
મન રહે છે સંતુષ્ટ રે;
પ્રેમ વસે છે સહુને અન્તર,
દેવકૃપાથી પૂર અમારી પર્ણકુટી. શી સુન્દર૦

કપટ અને કો દુર્બુદ્ધિનો
નહિ અહિયા સત્કાર રે;

પાપ તણો નહિ પ્રવેશ કિંચિત્,
　　એવી પરમ પવિત્ર અમારી પર્ણકુટી. શી સુન્દર૦

સન્માર્ગે જે ચાલે તેને
　　આ દુનિયા છે સ્વર્ગ રે;
ઐહિક સુખની ગણના ઓછી
　　તેને આપે બોધ અમારી પર્ણકુટી. શી સુન્દર૦

ડાહ્યાભાઈ લ. પટેલ

---

## શારદાસ્તવન

( ઢાળ: ઓ ગિરિકોકિલ ! તું. )



સજી શીળરૂપી વસ્ત્રઅલંકાર, ચાલો સખી ! ફરવાને;
જુઓ શારદાદેવીનું પેલું દ્વાર, દર્શન કરવાને.

પદ્માસનથી પોતે બિરાજ્યા, મયૂરે માતા શોભે રે;
ઝીણાં વીણાનાં સુર રસીલા સુણીને ચીતડું લોભે;
　　ચાલો સખી ! ફરવાને૦

ઝગઝગ ઝળકે તેજ દેવીનું દિવ્ય સ્વરૂપે પ્યારૂં રે;
મનહર સુન્દર મૂર્તિ નિરખતાં તલ્લીન થયું મન મ્હારૂં;
ચાલો સખિ! ફરવાને૦

કુમકુમ કરમાં લેજો, સાહેલી! અક્ષત તો અલબેલી રે!
પુષ્પની માળા પરમેશ્વરીને પ્રીતે પહેરાવો વહેલી;
ચાલો સખી! ફરવાને૦

શાંતિની દાતા, બુદ્ધિ પ્રદાતા, નમી નમી ચરણે લાગો રે;
સૃષ્ટિનું સત્વ છે એમાં ભરેલું, ભાવ ધરી બેન! માગો;
ચાલો સખી! ફરવાને૦

સરસ્વતીનું શરણુ ગ્રહીને સેવે જે નરનારી રે,
મનમાન્યું ફળ મળશે તેને, આહા! કેવી! બલિહારી!
ચાલો સખી! ફરવાને૦

ઉ. જ. સ્માર્ત

---

# નવી ભાભી

( ઢાળ: ઓ ગિરિકોકિલ ! તું. )



આજ આંગણલું ઉજળાય, ભાભી આવે છે;
શીળી જગની નૌતમ છાંય સાથે લાવે છે.

મંદ મંદ હસતી, મુખ નવ વદતી, લતા લચી લચી જાય રે;
મીઠી ભાભીના અંતર ઉમળકા ખેલી નયન શરમાય;
ભાભી આવે છે. આજ૦

નિર્મળ સરિત શી ભાભી અમોલી, વહેશે સાત્વિક ગાન રે;
સાગર સમો ભડ ભ્રાત રસીલો ઝીલી દેશે નદી તાન:
ભાભી આવે છે. આજ૦

વ્હાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુંદર ફૂલ રે;
નિત નિત ખીલતાં વિધ વિધ ઝૂલતાં તેજવશે વીરકુળ:
ભાભી આવે છે. આજ૦

માડી જાયાની દેવી ભાભલડી, વીર જ્યમ વૈકુંઠનાથ રે;
મંગલ હૈયાંહીર અમલાં ગૂંથાતાં ઝળકશે પુણ્યપ્રકાશ:
ભાભી આવે છે. આજ૦

અનુપમ જોડલું પામો પ્રભુતા, થાશે જગત રળીઆત રે;
કુમકુમચાંદલો મોંઘી ભાભીનો અક્ષર રહો, જગતાત !
ભાભી આવે છે. આજ૦

વસંતવિનોદી

# પૂછશો મા

( ઢાળ: કયા માગું, રે મેં કયા માગું ?
એસી ટૂંકી સી જીંદગી મેં કયા માગું ? )



પૂછશો મા, કોઇ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

દિલના દરિયાવ મંહી કાંઇ કાંઇ મોતીઃ
ગોતી ગોતીને ત્હેને ચૂથશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

ટહુકે છે કોકિલા, પુકારે છે પપૈયોઃ
કારણોના કામીને સૂઝશો માઃ
મારા હૈયાની વાતડી પૂછશો મા.

આંસુનાં નીરના કો આશાના અક્ષરો,
આછા આછા, ત્હો ય લૂછશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

જગના જોદ્ધા ! એક આટલું સુણી જજોઃ
પ્રારબ્ધનાં પૂર સ્હામે ઝૂઝશો માઃ
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

કવિ ન્હાનાલાલ



# ઉંચી અંટારીએ

( ઢાળઃ પૂછશો મા, કોઇ પૂછશો મા. )

આવશો નહિ, કોઇ આવશો નહિ,
મારી ઉંચી અટારીએ કો આવશો નહિ.

દુઃખડાંનાં ગીત કો લલકારશો નહિ,
મારી ઉંચી અટારીએ કો આવશો નહિ.

આનંદગીત કલ્લોલતું કો એકું;
પંખી કોડીલું ઉડાડશો નહીં. મારી૦

આશા ઉત્સાહ ને ચેતન વિનાનાં
આવશો તો કો ફાવશો નહિ. મારી૦

ચોકે તે પાથર્યું દિવ્ય તેજ ઝીણું;
કાળી ત્યાં છાંયડી કો ઢાળશો નહિ મારી૦

પ્રગટયો છે કોક ત્યાંહિ ઝગમગતો ભાનુ;
મિથ્યા ત્યાં ધૂળ કો ઉરાડશો નહિ. મારી૦

ઢાળ્યું છે અમૃત કોકે ત્યાંહિ મીઠડું;
જીંદગીનાં ઝેર કોઇ વાવશો નહિ. મારી૦

ચંદ્રવદન ચી. મહેતા

# સ્વયંવર–સોહાગણ

( ઢાળ: પૂછશો મા, કોઇ પૂછશો મા. )



આવશો મા, જી રે ! આવશો મા,
જમના–જાહ્નવીનાં વ્હેણુ આડે આવશો મા:
શ્યામ આથમતી રે'ન આડે આવશો મા: આવશો૦

ઉઘડે છે દૂર દૂર દિવાકર આભલે;
સાંધે પંકજ ત્યાં પાંખ: આંખે લાવશો મા: જમના૦

બ્રહ્મનાં વિહારીં, કાચીં કાયાનાં પૂતળે
કાચ–કંચન શો મેળ મઢયે ફાવશો મા: જમના૦

હૈયાને હોજ રોજ મ્હાલતી હરિણી;
એની વાટે કંટક કોઇ વાવશો મા: જમના૦

સૌન્દર્યે અન્ધ, સ્થૂલ સ્નેહના શિકારી,
કનક, રૂઢી, કુળ–ચાપે ચઢાવશો મા: જમના૦

ગોઠડી ગોઠેલ એક આતમની વેણુએ
અમથાં બસૂરા સૂર સંભળાવશો મા: જમના૦

આવશો મા, લોક ! આવશો મા:
જીવનનૌકાની વ્હારે આવશો મા:
સ્વયં પરખ્યો સુકાની, સતાવશો મા: જમના૦

કેશવ હ. શેઠ

# રોકશો મા

( ઢાળ: પૂછશો મા, કોઇ પૂછશો મા. )



રોકશો મા, કોઇ રોકશો મા,
આજ વ્હાલાં! મને કોઇ રોકશો મા.

આવ્યાં નિમંત્રણુ, દૂર દેશ જાઉં છું;
સ્વાર્થી ગણી મને નિંદશો મા. આજ૦

ઉઘડતે કિરણે હું આપ ધામ આવી;
આથમતાં સંગ જાઉં, શોધશો મા. આજ૦

સેવા કરી નથી આપની કશી મ્હેં;
મોંઘાં આંસુ વ્હાલા! સારશો મા. આજ૦

જાણ્યે-અજાણ્યે ઝેર જીભેથી નીસર્યું,
માની સુધા વ્હાલા! રૂઠશો મા. આજ૦

ભીની ભીની પાંપણે વિદાય આજ યાચું;
કુણાં ઉર હું ગયે ભીંજાવશો મા. આજ૦

વિશ્વમાંહી સર્વ કાજ એ જ એક માર્ગ છે;
જાઉં છું; વિદાય દ્યો; વિસારશો મા. આજ૦

સ્નેહરશ્મિ



# માગશો ના

( ઢાળઃ પૂછશો મા, કોઇ પૂછશો મા. )



માગશો ના, વીર ! માગશો ના,
આ દીન જનની ઝૂંપડીએ માગશો ના.

સ્નેહ ને સદ્‌ભાવ કેરા ફૂલ બહુ ફાલ્યા:
સ્વારથની વાત અહિં કાઢશો ના. આ દીન૦

ત્યાગ અને સેવાની ભાવના અનેરી:
નફા–તોટાને સંભારશો ના. આ દીન૦

કર્મયોગ કેરી ઘેરી ઝડીઓ પડી રહી:
ફળની ઇચ્છાની પૂંઠે લાગશો ના. આ દીન૦

નિષ્કંચન આ ઝૂંપડી બિચારી:
દ્રવ્યદાન માગી વ્રત ભાંગશો ના. આ દીન૦

સ્નેહ, સત્ય થકી ભરો પાત્રો તમારાં:
કુપાત્રે દાન કદી પામશો ના. આ દીન૦

સીતારામ જે. શર્મા

---

# એક યાચના

( ઢાળઃ પૂછશો મા, કોઇ પૂછશો મા. )



લૂછશો ના, કોઇ લૂછશો ના,
ઉન્હાં આંસુ મ્હારાં કોઇ લૂછશો ના.

હૈયે હુતાશની સદૈવ મ્હારે સળગે;
જ્વાલા અખંડ એની રોકશો નાઃ ઉન્હાં૦

અશ્રુનાં નીર ત્યાં તપી તપીને નીસરે;
વ્હેતાં એ પૂર કોઇ ઝીલશો નાઃ ઉન્હાં૦

આશા અનંત એ હુતાશની મટી જલે;
જૂઠાં ત્યાં હાસ્ય કોઇ વેરશો નાઃ ઉન્હાં૦

ઉરનાં અબોલ બોલ ત્યાં જ સહુ વિરમે;
અક્ષરોની રાખ એ ઉરાડશો નાઃ ઉન્હાં૦

મીઠી એ ભાવના સુવર્ણ શી તપી રહી;
મેલા ત્યાં હાથ કો અડાડશો નાઃ ઉન્હાં૦

જ્યોત્સ્ના બ્હેન શુકલ



# ચૂકશો મા

( ઢાળ: પૂછશો મા, કોઇ પૂછશો મા. )



ચૂકશો મા, કોઇ ચૂકશો મા,
પ્રભુનામનાં નિશાન કોઇ ચૂકશો મા.

માયા, મમતા ને મોહ, તૃષ્ણા કે લોભની
જૂઠી દિશામાં કો ઝૂકશો મા. પ્રભુ૦

વિશ્વના પ્રકાશ સમી બ્રહ્મજ્ઞાનગોઠડી
અજ્ઞાનઅંધકારે પૂરશો મા. પ્રભુ૦

પ્રેમ, સમભાવ, જ્ઞાન, ભક્તિ ને નમ્રતા;
એ મૈત્રી સાંધી પછી ખૂટશો મા. પ્રભુ૦

આવ્યાં અજવાળાં જીવનને આંગણે;
દિલનાં ઉઘાડો દ્વાર, ઉંઘશો મા. પ્રભુ૦

ઉઠો ! જાગો ! પ્રભુજી પ્રેમથી પુકારે;
જ્ઞાન, ભક્તિ, કર્મ–માર્ગ મૂકશો મા. પ્રભુ૦

પ્રેમી પ્રભુજીને પ્રીછવાને માટે
કાયદાના ચોથાંઓ ચૂંથશો મા. પ્રભુ૦

પૂર્વ દિશાથી પ્રભુજી પધારે;
એ ઉંડા સન્દેશ કોઇ ભૂલશો મા. પ્રભુ૦

ગોકુળદાસ દ્વા. રાયચુરા

---

## બીરદાળી મા !

( ઢાળ: મા ! પાવા તે ગઢથી ઉતર્યાં, મહાકાળી રે ! )



મા ! સુન્દરગિરિથી ઉતર્યાં, બીરદાળી મા !
મા ! નૌતમ બાળે વેશ, ઝાંઝર વાગે, મા !

આ પ્રાતઃકાળે આભલાં, બીરદાળી મા !
તુજ ધાટડીએ વીંટાય, ઝાંઝર વાગે, મા !

આ સૂરજ સન્મુખ લટકતો, બીરદાળી મા !
મા ! સ્હામી આરસી સ્હાય, ઝાંઝર વાગે, મા !

આ ચકવા ચકવી હંસલા, બીરદાળી મા !
તુજ પગલે ભમતાં ગાય, ઝાંઝર વાગે, મા !

આ સાયર પાસે નાચતી, બીરદાળી મા !
મા ! નદીમાં આવી ન્હાય, ઝાંઝર વાગે, મા !

અમ સમી સઉ ન્હાની બાળકી, બીરદાળી મા !
એને હ્રદયે વસતી માત, ઝાંઝર વાગે, મા !

આ અખિલ વિશ્વમાં વ્યાપતી, બીરદાળી મા !
મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે, મા !

ગોવર્ધનરામ મા. ત્રિપાઠી



# રાસેશ્વરી મા !

( ઢાળ: મા! સુન્દરગિરિથી ઉતર્યાં, બીરદાળી મા! )



આ શરદ્ પુનમ સોહામણી, રાસેશ્વરી મા!
શો ચંદ્ર તણો ચમકાર! રાસ રમાડો, મા!

તમે સ્વર્ગસદનથી ઉતર્યાં, રાસેશ્વરી મા!
ફડલી રસસરવરપાળ, રાસ રમાડો, મા!

અમો અમૃતતરસ્યા હંસલા, રાસેશ્વરી મા!
તમો અમૃતરસની ખાણ, રાસ રમાડો, મા!

તમ આંખડલીએ અમી ઝરે, રાસેશ્વરી મા!
દ્યો અમૃતનેહનાં દાન, રાસ રમાડો મા!

તમ પગલે પગલે ફૂલડાં, રાસેશ્વરી મા!
ફૂલડે ફૂલડે હરિનામ, રાસ રમાડો, મા!

મહામાયા કેરી બંસરી, રાસેશ્વરી મા!
શી રસચૂર ને સુખધામ! રાસ રમાડો, મા!

શાં ત્રણે ભુવન ડોલી રહ્યાં! રાસેશ્વરી મા!
નચવે શક્તિ બ્રહ્માંડ, રાસ રમાડો, મા!

મૂલજી દુર્લભજી વેદ



## સમ્ભારણાં

( ઢાળ: મલ્હારરાવ શ્હેરનો સૂબો ક્યારે આવશે રે ? )



૧

ફૂલવડિયે ગૂંથી છાબડી રે,
છાબડિયે છલકાતાં ફૂલ રે, માળીડા!
એક જ ફૂલનું માગણું રે:

વ્હાલો વસે વિદેશમાં રે,
વ્હાલાને વ્હાલાં બકુલ રે, માળીડા!
સ્વામીનું દે સમ્ભારણું રે.

૨

શરદપુનમ સોહામણી રે,
અમૃત ઢળિયાં આકાશ રે, ચાંદલિયા!
એક જ બિન્દુનું માગણું રે:

વ્હાલો વસે વિદેશમાં રે,
અધરસુધારસ આશ રે, ચાંદલિયા!
સ્વામીનું દે સમ્ભારણું રે.

૩

વન વન વસંત વિહરે રે,
મંજરીએ ગૂંજે મધૂપ રે, ઋતુરાણી !
એક જ ગીતનું માંગણું રે:

વ્હાલો વસે વિદેશમાં રે,
સંગીત એનાં અનુપ રે, ઋતુરાણી !
સ્વામીનું દે સમ્ભારણું રે.

૪

ધરતી ઉન્હાળે ધીકતી રે,
સુગન્ધી વાતા સમીર રે, મ્હેરામણુ !
એક જ લહરીનું માંગણું રે:

વ્હાલો વસે વિદેશમાં રે,
હૈડે દઇ હુંફ લગીર રે, મ્હેરામણુ !
સ્વામીનું દે સમ્ભારણું રે.

૫

ભાદર ભર–પૂર ગાજતો રે,
ચપળા કરે ચમકાર રે, મેઘલ મીઠા !
એક જ ફોરાનું માંગણું રે:

વ્હાલો વસે વિદેશમાં રે,
ગૂંથવા દગે દગ તાર રે, મેઘલ મીઠા !
સ્વામીનું દે સમ્ભારણું રે.

૬

ફૂલડાંએ છલકાતી છાબડી રે,
રમરણોએ છલકાતું ઉર રે, સાહેલડી !
છલકાતાં નિંદર સોણલાં રે:

રમરણે શા સંયોગ સાંપડે રે?
દિલનો દિલાવર દૂર રે, સાહેલડી !
દર્શન વણ દિન દોહ્યલા રે !

કેશવ હ. શેઠ

---

## કોયલ બ્હેની !

( ઢાળ: કેવડિયે ગૂંથી છાબડી રે. )

વાગે વધાઇ વસન્તની રે,
ફૂલડે ઉડે એની ફોર, રે કોયલ બ્હેની !
એક 'કૂહૂ' કર આજનું રે.

મ્હોરી લતા કંઇ માંડવે રે,
મીઠો આંબલિયાનો મ્હોર, રે કોયલ બ્હેની ! એક૦

વન–વન વેણુ વિહંગનાં રે,
ઘર–ઘર ગાજંતાં ગાન, રે કોયલ બ્હેની ! એક૦

સૂનાં લાગે સહુ એ, સખિ રે !
પંચમ વિણ નહિ પ્રાણ, રે કોયલ બ્હેની ! એક૦

આજ કળી ઉઘડી રહે રે,
ઉઘડે અબોલણું ઉર, રે કોયલ બ્હેની! એક૦

અંતર એમ ઉઘાડજે રે,
સંતાડયાં છેડજે સૂર, રે કોયલ બ્હેની! એક૦

આજ રહે કયમ રૂસણાં રે?
આજ થવાં શાં ઉદાસ? રે કોયલ બ્હેની! એક૦

ઉભી સખી આવી આંગણે રે,
પ્રેમનો કરજે પ્રકાશ, રે કોયલ બ્હેની! એક૦

કાલ્ય વસન્ત વહી જશે રે,
આભમાં ઉડશે આગ, રે કોયલ બ્હેની! એક૦

આવશે મેઘ અષાઢનો રે,
વીજળી પામશે વાંજ, રે કોવલ બ્હેની! એક૦

દાદુરનાદ ડરાવશે રે,
ઝિલ્લી તણા ઝણુકાર, રે કોયલ બ્હેની! એક૦

માન ત્યારે મન રાખજે રે
અવર તણે અધિકાર, રે કોયલ બ્હેની! એક૦

આજ રાણી તું તો રાગની રે,
સૌરભનો શણગાર, રે કોયલ બ્હેની! એક૦

વેદઋચા તું વસન્તની રે,
ધીમી સુધા કેરી ધાર, રે કોયલ બ્હેની! એક૦

દા. ખુ. બોટાદકર

# જોગીરાજ

( ઢાળઃ વેણી ગૂંથીને મેંદી ફૂલ હું તો ભૂલી. )



જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને;
પુરાતન ભારતને ચોક: અલબેલડી!
જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી! જોયા૦

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મબોલ: અલબેલડી!
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપત ત્રિખંડ રવિ તોલ: અલબેલડી! જોયા૦

જાણ્યા'તા જીર્ણ જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર: અલબેલડી!
નિરખ્યા, એ પરખ્યા મુજદેશ જોગીરાજને,
નયણે જેને વીજ–નૂર: અલબેલડી! જોયા૦

દીઠા સખી! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શો વિશુદ્ધ દયારે'મ: અલબેલડી!
જાણ્યા મન માન્યા તપ–સિદ્ધ જોગીરાજને,
જીવને ગૂંથેલ કૃષ્ણપ્રેમ: અલબેલડી! જોયા૦

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ: અલબેલડી!

શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનક શા સંન્યાસ : અલબેલડી! જોયા૦

જીવને જડેલ સખી! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર : અલબેલડી!
મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર–હીર : અલબેલડી! જોયા૦

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ : અલબેલડી!
ધર્મે ધેનુ શા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણુ પીધ દૂધ : અલબેલડી! જોયા૦

શાને પૂજીશું સખી! જન્મ–જોગીરાજને?
ધોળ્યાં કુંકુમ કનકથાળ : અલબેલડી!
શાને વધાવશું એ વિશ્વ–જોગીરાજને?
ગૂંથી નભતારકની માળ : અલબેલડી! જોયા૦

જોગી પરભોગી લુખાં ભૂષણે નારાજ છે,
જોગીને વ્હાલો જીવનભોગ : અલબેલડી!
મુક્તિને પન્થ મળ્યા એક ગાંધીરાજ એ,
માનવઉરમન્દિરને ચોક : અલબેલડી!
જોયા બ્રહ્માન્ડ ધૂમી એક જોગીરાજ એ.

કેશવ હ. શેઠ

# રંગ હું તો ભૂલી !

( ઢાળ: જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને. )



સાથિયો પૂર્યો ને મહીં રંગ હું તો ભૂલી:
ભૂલ્યું ભૂલાય કેમ એમ ? અલબેલડી ! સાથિયો૦

બાગમાં ગુલાબ એક ખીલી રહ્યો'તો:
જોયું મહીં એક રૂપ, અલબેલડી ! સાથિયો૦

ઉંચે આકાશ એક ખરતાં તારલીઓ:
દીઠી મહીં એક આંખ, અલબેલડી ! સાથિયો૦

આવ્યો આકાશ નવચન્દ્રમા ઉગીને;
દીઠું મહીં એક મુખ, અલબેલડી ! સાથિયો૦

કોયલડીએ આમ્રકુંજ કંઇ ગાયું;
સુણ્યો મહીં એક બોલ, અલબેલડી ! સાથિયો૦

અંગુલિના સ્પર્શ સમાં ફૂલડાં અડયાં અંગ;
નાઠી હું ઓરડે એકાન્ત, અલબેલડી ! સાથિયો૦

જનાર્દન પ્રભાસ્કર



# સંતાકુકડી

( ઢાળઃ જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને )



વ્હાલમને કાજ વીણું ફૂલડાં રૂપાળાં,
વીણું વીણું ને પડી જાયઃ અલબેલડી ! વ્હાલમને૦

વ્હાલમને કાજ ગૂંથું ફૂલડાંની માળા,
ગૂંથું ગૂંથું ને ગુમ થાયઃ અલબેલડી ! વ્હાલમને૦

માળા શોધન્તી હું ઘૂમું ભોળી બાળા,
જાણું ન કોણ ચોરી જાયઃ અલબેલડી ! વ્હાલમને૦

વ્હાલીડો રોજ મ્હારી વાડીમાં આવી
છાનો નિહાળી મ્હને જાયઃ અલબેલડી ! વ્હાલમને૦

માળા ચોરાણી નિહાળી ઠગારો
છૂપો છૂપો હરખાયઃ અલબેલડી ! વ્હાલમને૦

જાણું ના તેમ કહી છૂપો રહી તે
ફૂલડે નવાજી મ્હને જાયઃ અલબેલડી ! વ્હાલમને૦

કાળી કાળી નિજ આંખડી નચાવતો
આંખલડી દાબી મુજ જાયઃ અલબેલડી ! વ્હાલમને૦

દોડી દોડી મ્હને થાકેલી ભાળી
છૂપો તે ચોર મલકાયઃ અલબેલડી ! વ્હાલમને૦

સંતાકુકડી બ્હેન ! આવી આવી તે
રમતો સતાવી મ્હને જાયઃ અલબેલડી ! વ્હાલમને૦

સ્નેહરશ્મિ

# દેવ–દેશનું સોણલું

( ઢાળ: જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને )



લાધ્યું સુહાગી દેવ–દેશ કેરૂં સોણલું,
જાગ્યું મનવીણાનું ગાનઃ અલબેલડી !

ઝળહળતી તેજરાશિ આંજતી'તી આંખડી,
દીઠું ત્યાં ભારતીનું સ્થાનઃ અલબેલડી ! લાધ્યું૦

શાન્તિની છાયા શું શરીરવસ્ત્ર શોભતું,
કાન્તિછાયા શી કંઠ ઝાલઃ અલબેલડી ! લાધ્યું૦

શિર "સ્વરાજ્ય" મુકુટમણિ મૌક્તિકનો શોભતો,
"મુક્તિ" એ શબ્દ લખ્યો ભાલઃ અલબેલડી ! લાધ્યું૦

વ્યોમ વૃષ્ટિ કરે વેરી પુષ્પ દિવ્ય દેશનાં,
ગુંજે આશીષ મંત્ર સુરઃ અલબેલડી ! લાધ્યું૦

ફરફરતી "ઐક્ય" કેરી ધ્વજા વાયુવેગમાં,
વહેતું ત્યાં સુખસ્રોત–પૂરઃ અલબેલડી ! લાધ્યું૦

ઉભય પાસ ભારતીની જોયા મેં પુત્ર બે,
હિન્દુ–મુસલમાન ભાઇઃ અલબેલડી ! લાધ્યું૦

સ્મરણપટથી ખસે નહિ સ્વપ્ન સખિ ! દોહ્યલું;
માનું એ સ્વપ્નને વધાઇઃ અલબેલડી ! લાધ્યું૦

ચાંપશી વિ. ઉદ્દેશી

# વીરાનાં વારણાં

( ઢાળ: પ્રકટયા શ્રીકૃષ્ણ મનભાવતા રે લોલ. )



ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ:
મોંઘામૂલો છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ:
બીજો સુહાગી મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

રાજ તો વિરાજે રાજમન્દિરે રે લોલ:
પારણે વિરાજે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

ચંપો ખીલે છે ફૂલવાડીમાં રે લોલ:
કુલમાં ખીલે છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ:
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો આનન્દ મ્હારા ઉરનો રે લોલ:
બીજો આનન્દ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

દેવે દીધી છે મ્હને માવડી રે લોલ:
માડીએ દીધો મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

કવિ ન્હાનાલાલ

# વીરાને આમંત્રણ

( ઢાળ: ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )



વીરા! પધારો મ્હારે આંગણે રે લોલ.

આંગણે વેર્યાં મ્હેં મોંઘાં ફૂલડાં રે લોલ:
ફૂલડાંની રમ્ય સુવાસ જો! વીરા૦

સ્નેહે લઉં હું ઓવારણાં રે લોલ;
વારી જાઉં તું પર વ્હાલા વીર જો! વીરા૦

આશાની લીલી મ્હારી વેલડી રે લોલ;
વેલડીના પૂરો અભિલાષ જો! વીરા૦

આત્મની પ્રભુતા તમે કેળવી રે લોલ;
પ્રભુતા તમારી ફેલાય જો! વીરા૦

કુળનો અણમોલો મ્હારો હીરલો રે લોલ;
નયનો તણું એ મીઠું નૂર જો! વીરા૦

પ્રેમનો પરિમલ બ્હેકતો રે લોલ;
રેલે સુધારસ ઉર જો! વીરા૦

હોંસે જોતી હું ત્હારી વાટડી રે લોલ;
હૈડું આવીને વિલસાવ જો! વીરા૦

રા. 'હરિ'

# વીર

( ઢાળ: ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )



માનસરે રાજહંસ ખીલતાં રે લોલ;
 ગૃહમાં ખીલે છે મ્હારો વીર જો:
  ખમ્મા વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

સૂરજ ને ચંદ્ર જગઆંખડી રે લોલ;
 મહિયરની આંખ મ્હારો વીર જો: ખમ્મા૦

જડને જગાડતી સંજીવની રે લોલ;
 ચેતનની પાંખ મ્હારો વીર જો: ખમ્મા૦

પીયૂષે પર્જન્ય ભૂમિ ભીંજવે રે લોલ;
 ઘરમાં રસધાર મ્હારો વીર જો: ખમ્મા૦

વાટિકા વિરાજે ફૂલ ફોરમે રે લોલ;
 ગૃહની સુવાસ મ્હારો વીર જો: ખમ્મા૦

માતાનો શ્વાસ, આશ કુળની રે લોલ;
 મહીમાં મીઠાશ મ્હારો વીર જો: ખમ્મા૦

ચન્દ્રકાન્ત મં. ઓઝા



# બ્હેનીનાં વ્હાલ

( ઢાળ: ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )



મધમધતી ઓરસલી બાગમાં રે લોલ;
ફોરે ફોરમ ચોપાસ જો:
બ્હેનીનાં વ્હાલ મનમીઠડાં રે લોલ.

મુખડે ઝળકે છે ઝલક ચાંદની રે લોલ;
ઉરના શશિયર શા ઉજાસ જો: બ્હેનીનાં૦

પદ્મિની ખીલે છે રવિદર્શને રે લોલ;
વીર દીઠે બ્હેનીના ઉલ્લાસ જો: બ્હેનીનાં૦

વરસે નિયમાનુસારી મેહુલો રે લોલ;
ભગિનીભાવના અમર વિકાસ જો: બ્હેનીનાં૦

એની આંખલડીએ નવલખ તારલા રે લોલ;
સૂર્ય-સોમના પરમ પ્રકાશ જો: બ્હેનીનાં૦

એના કરમાં કલા, ને હૈયે શારદા રે લોલ;
આશિષે વિભુત્વના છે વાસ જો: બ્હેનીનાં૦

ચન્દ્રકાન્ત મં. ઓઝા



# રાસમન્દિરે

( ઢાળઃ ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )



બ્હેનાં! પધારો રાસમન્દિરે રે લોલ;
રાસના વિલાસ અણમૂલ જો! બ્હેનાં!૦

મન્દિર શણગાર્યું સ્નેહ-ફૂલડે રે લોલ;
સુન્દર છે શબ્દ-સુવાસ જો! બ્હેનાં!૦

ઝૂલે તોરણ સૂર-તાલનાં રે લોલ;
ઝળકે માણિક્ય સમ ભાવ જો! બ્હેનાં!૦

નીતિ-કુંકુમ ભર્યું આંગણું રે લોલ;
પૂરી રંઘોળી-સદ્‌બોધ જો! બ્હેનાં!૦

આશાભરી મ્હારી બ્હેનડી રે લોલ;
આશાભર્યા મ્હારા રાસ જો! બ્હેનાં!૦

ગોકુળદાસ દ્વા. રાયચુરા



# વર્ષાનો રાસ

( ઢાળ: ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )



વર્ષા તો સાત સાત બ્હેનડી રે લોલ;
સાતે તે બ્હેનીઓ અપાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વાદળી રે લોલ;
વાદળીએ જગત જલધાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વીજળી રે લોલ;
વીજળી એ પ્રાણુતેજતાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન ચાંદની રે લોલ;
ચાંદનીએ ચંદ્રકિરણુહાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વેલડી રે લોલ;
વેલડીએ ફૂલમધુભાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન ઢેલડી રે લોલ;
ઢેલડીએ પ્રેમવ્રતવિહાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન રૂક્મિણી રે લોલ;
રૂક્મિણી તે રૂપનો અંબાર જો: વર્ષા૦

દેશળજી પરમાર

# જનની

( ઢાળ: ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ. )



મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ;
એથી મીઠી તે મોરી માત રે:
જનનીની જોડ સખિ ! નહિ જડે રે લોલ.

પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ;
જગથી જૂદેરી એની જાત રે: જનનીની૦

અમીની ભરેલ એની આંખડી રે લોલ;
વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે: જનનીની૦

હાથે ગૂંથેલ એને હીરલા રે લોલ;
હૈયું હેમંત કેરી હેલ રે: જનનીની૦

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ;
શશીએ સિંચેલ એની સોડચ રે: જનનીની૦

જગનો આધાર એની આંગળી રે લોલ;
કાળજામાં કૈંક ભર્યા કોડ રે: જનનીની૦

ચિત્તડું ચડેલ એનું ચાકડે રે લોલ;
પળના બાંધેલ એનાં પ્રાણ રે: જનનીની૦

મૂંગી આશીષ ઉરે મલકતી રે લોલ;
લેતાં ખૂટે ન એની લ્હાણ રે: જનનીની૦

ધરણી માતા યે હશે ધ્રૂજતી રે લોલ;
અચળા અચૂક એક માય રે: જનનીનો૦

ગંગાનાં નીર તો વધે–ઘટે રે લોલ;
સરખો એ પ્રેમનો પ્રવાહ રે: જનનીનો૦

વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ;
માડીનો મેઘ બારે માસ રે: જનનીનો૦

ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ;
એનો નહિ આથમે ઉજાસ રે: જનનીનો૦

દા. ખુ. બોટાદકર

---

## ભાભી

( ઢાળ: ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ. )



ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ;
ઘરમાં ભાભીનાં એવાં ગીત રે:
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.

વીરા મારાની મધુર મોરલી રે લોલ;
નવલા એ રાગ વહે નિત્ય રે: ભાભીના૦

છોડી પીયરની એણે પાલખી રે લોલ;
મૂકી માયાભરી માત રે: ભાભીના૦

વ્હાલાંનો સંગ કર્યો વેગળો રે લોલ
મારા એ બન્ધવાને માટ રે: ભાભીના૦

સહિયરનો સાથ ત્યજ્યો સામટો રે લોલ;
દાદાનો દૂર કર્યો દેશ રે: ભાભીના૦

ખાંતનાં ભરેલ ત્યજ્યાં ખેલણાં રે લોલ;
છોડયો બાળાપણ વેશ રે: ભાભીના૦

સાધી શકે ન અમરસુન્દરી રે લોલ,
એવો અમોલ એનો ત્યાગ રે: ભાભીના૦

શાં શાં તે મૂલ એનાં આંકિયે રે લોલ?
શાં શાં સમર્પિયે સોહાગ રે? ભાભીના૦

એને માડીનો સોહે મોડિયો રે લોલ;
રૂડાં દાદાજીનાં રાજ રે: ભાભીના૦

વ્હાલપ અખંડ મારા વીરનું રે લોલ;
લાખ ટકાની કુળલાજ રે: ભાભીના૦

એને મંદિર, એને માળિયાં રે લોલ;
સોળે સજાવું શણગાર રે: ભાભીના૦

એને તે કોષ તણી કુંચીઓ રે લોલ;
હીરા ને મોતીઓ હજાર રે: ભાભીના૦

એ તો અમારી અન્નપૂરણા રે લોલ;
વીરાના વંશ કેરી વેલ્ય રે: ભાભીના૦

હસતી ઉષા એ અમ આભની રે લોલ;
રઢિયાળી રંગડાની રેલ રે: ભાભીના૦

માડીજાયો તે મધુર મોરલો રે લોલ;
ભાભી ઢળકતી શી ઢેલ રે: ભાભીના૦

વીરો મ્હેરામણ મીઠડો રે લોલ;
શીળી સરિતની એ સેર રે: ભાભીના૦

ચળકો સદા ય એનો ચાંદલો રે લોલ;
જીવો એ જુગ-જુગ જોડ રે: ભાભીના૦

હૈયાં એ હેતભર્યાં હિંચજો રે લોલ;
પૂરો પ્રભુજી એના કોડ રે: ભાભીના૦

દા. ખુ. બોટાદકર



# સૌભાગ્યફળ

( ઢાળ: ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )



સજની! સૌભાગ્યફળ વધાવિયે રે લોલ!
ઘોળી કુંકુમ કનકથાળ જો;
જીવનનો ધન્ય લ્હાવ લીજીએ રે લોલ!

ખીલે બગીચે રસિક ફૂલડાં રે લોલ!
ભુવને ખીલે રસબાલ જો: સજની!

ભાનુ તપે છે નભોમંડળે રે લોલ!
ભુવને તપંત તેજબાલ જો: સજની!

દેવો પૂજાય દેવમન્દિરે રે લોલ!
ભુવને પૂજાય દેવબાલ જો: સજની!

રજનીમાં દીપજ્યોત ઉજળી રે લોલ!
સૂના ભવકુલે દીપ બાલ જો: સજની!

આશા ભરેલ સ્નેહદંપતી રે લોલ!
સંસારે સ્નેહભર્યાં બાલ જો;
વિભુની એ વિભૂતિ વધાવિયે રે લોલ!

કેશવ હ. શેઠ

# મુજ ગામડે

( ઢાળઃ ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ. )



ગોવિન્દ ! પધારો મુજ ગામડે રે લોલ;
ગામડે ગવાય તમ ગાન જો ! ગોવિન્દ !

ઝૂંપડી હમારી પ્રભુ ! છાજની રે લોલ;
બનશે વૈકુંઠ સમ ધામ જો ! ગોવિન્દ !

દૂધલડાં દોહી ગોરી ગાયનાં રે લોલ
પાશું ભરી ભરી પાત્ર જો ! ગોવિન્દ !

ઢેબરાં ને ઘેંસ, રૂડી રાબડી રે લોલ;
ધરશું મ્હેમાની નીર્દોષ જો ! ગોવિન્દ !

ભાવના ભૂખ્યા પ્રભુ ભાવતા રે લોલ;
પ્રીત થકી નિત્ય ધરૂં ધ્યાન જો ! ગોવિન્દ !

હયડાં ધરીશું પ્રભુચરણુમાં રે લોલ;
દેશું કંઇ સ્નેહ–સન્માન જો ! ગોવિન્દ !

ગોકુળપતિ ! વ્હેલા આવજો રે લોલ;
જૂએ વ્રજબાળા વાટ જો ! ગોવિન્દ !

ગોકુળદાસ દ્વા. રાયચુરા



: ૧૫૭ :

## માધવ લ્યો !



હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો;
વેચંતી વ્રજનારી રે; હાં રે કોઈ૦

માધવને મટુકીમાં ઘાલી
ગોપી લટકે લટકે ચાલી રે; હાં રે કોઈ૦

હાં રે ગોપી ઘેલું શું બોલતી જાયે ?
માધવ મટુકીમાં ન સમાયે રે; હાં રે કોઈ૦

નવ માનો તો જૂવો ઉતારી;
માંહી જૂવે તો કુંજવિહારી રે; હાં રે કોઈ૦

વૃંદાવનમાં જાતાં દહાડી
વ્હાલો ગૌ ચારે છે ગિરિધારી રે; હાં રે કોઈ૦

ગોપી ચાલી વૃંદાવનવાટે,
સૌ વ્રજની ગોપીઓ સાથે રે; હાં રે કોઈ૦

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
જેનાં ચરણકમળ સુખસાગર રે; હાં રે કોઈ૦

**મીરાંબાઈ**



# નાથ તુમ જાનત હો સબ ઘટકી



નાથ ! તુમ જાનત હો સબ ઘટકી,
મીરાં ભક્તિ કરત હૈ પ્રગટકી. નાથ૦

નાહી ધોહી મીરાં લેતી સ્મરણી,
પૂજા કરત સીતાપતકી;
શાલીંગરામકુ તુલસી ચઢાવત,
ભાલ તિલક, બીચ ટપકી. નાથ૦

રામમંદિરમેં મીરાંબાઇ નાચત,
તાલ બજાવત ટૂચકી;
રૂમઝૂમ રૂમઝૂમ નૂપુર બાજત,
લાજ તજી ઘૂંઘટકી. નાથ૦

વિખકા પ્યાલો રાણાજીને ભેજ્યો,
સાધુ સંગત મીરાં અટકી;
કર ચરણામૃત પી ગઇ મીરાં,
જેસી અમૃતકી ઘૂટકી. નાથ૦

સૂરતદોર પર ચલ રહી ધારા,
શીર ગાગર પર મટકી;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
સૂરતા ચલી જેસી નટકી. નાથ૦

મીરાંબાઇ



## શશિવદની



હવે સખિ ! હું નહીં બોલું રે કદાપિ નંદકુંવરની સંગે;
મુને શશિવદની કહી છે રે,
ત્યારની દાઝ લાગી છે મારે અંગે. હ

ચંદ્રબિંબમાં લાંછન છે, વળી રાહુ ગળે ખટ માસે રે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા,
નિત્ય ન પૂર્ણ પ્રકાશે રે. હ

તે કરતાં ચંદ્રવદની કહી તો ઠર્યાં હું ને ચંદ્ર એક રાશે રે;
ત્યારે મુજ મુખ પાખે શું અટક્યું છે ?
જોશે ચંદ્ર આકાશે રે. હ

નહીં તો શિવને સમીપ રાખશે, ને ભાલે ચંદ્ર દેખાશે રે;
પ્રસન્ન થઇ પાસે રહેશે, નહીં તો
કહેવાય નહીં નિજ દાસે રે. હ

એવડો શ્રમ પણ શીદને કરે ? જુઓ, ચંદ્ર પોતાની પાસે રે;
વામ ચરણમાં ઇંદુ અચળ છે,
શીદ રહે અન્યની આશે રે ? હ

દયાના પ્રીતમને કહે સખિ, જુઓ, શશિમુખ સરખું સુખ પાસે રે;
કોટી પ્રકારે હું નહીં આવું
એવા પુરૂષની અડાસે રે. હ

દયારામ

# વાંસળી



વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે ક્હાન;
નાદે વેધી મુનીવર પાંસળી રે, નવ રહી કોને સાન. વાગે૦

તરૂની શાખાઓ ઝૂમી રહી રે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝૂલી રહી રે, (૨)
ભાગ્ય અમારાં આજ ! વાગે૦

જમનાનીર ચાલે નહીં રે, મૃગમન મોહ જ થાય;
પંખી માળામાં હાલે નહીં રે, (૨)
નાદ સુણી ન રહેવાય. વાગે૦

વાછરૂ કાન દઇ સાંભળે રે, કરે નહીં પયપાન;
ગાયો ગાળા તોડી તહાં પળે રે (૨)
નાદ સુણવાને કાન. વાગે૦

ફૂલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદીઓ છે ભાણ;
શંકર સમાધિ મેલી રહ્યા રે (૨)
થયું જગતને જાણ. વાગે૦

કાને પડીઓ તે વૃજનારને રે વ્હાલાજીનો રે નાદ;
સાંભળતાં તજી નિજ ધામને રે (૨)
ધાઇ ગયાં સૌ સાથ. વાગે૦

લીલા કેવી કુંજધામની રે ! પવન થયો ગતિભંગ;
દેવતા વૃષ્ટિ કરે પ્રસન્ન થઇ રે (૨)
દેખી વૃજનો ઉમંગ. વાગે૦

દયારામ

# અલી કોયલડી !

( ઢાળ: રાતલડી રળિયામણી, મનમોહનજી ! )



ઉંચા આકાશ, ઉંચી વાદળી, અલી કોયલડી !
કાંઇ ઉંચા ત્હારા રણવાસ:
મીઠડું ટ્હૌકજે, રે અલી કોયલડી !

વાજે વસન્તની વાંસળી, અલી કોયલડી !
કાંઇ જામે રસિકના રાસ:
મીઠડું ટ્હૌકજે, રે અલી કોયલડી !

હઇડે મ્હારે હતું ગીતડું, અલી કોયલડી !
એ તો ગાયું ત્હેં આજે અમોલ:
મીઠડું ટ્હૌકજે, રે અલી કોયલડી !

ઉરમાં મ્હારે એક મોરલી, અલી કોયલડી !
બોલી કાલા-ઘેલા ત્હેના બોલ:
મીઠડું ટ્હૌકજે, રે અલી કોયલડી !

બોલી ઘેલા-ઘેલા મદબોલ,
બોલી કાલા-કાલા બ્રહ્મબોલ
મીઠડું ટ્હૌકજે, રે અલી કોયલડી !

કવિ ન્હાનાલાલ

## વસન્ત લ્યો !

( ઢાળઃ  મીઠડું ગોરસ લ્યો, ગોરસ લ્યો. )



રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો;
હાં રે મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી:
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

રાજ ! વીણી કળીઓ મ્હેં નેત્રમાં ઉઘાડી;
હાં રે મ્હારે હઇડે–લલાટે વધાવી:
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

રાજ ! દેવ–દેવી સોહાગ લેવા આવે:
હાં રે મીઠી સ્નેહની બંસરી બજાવે:
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

કવિ ન્હાનાલાલ

---

## માયા ઉતારી



આવ્યો આષાઢ, ગાઢ આભલાં છવાયાં;
આંસુડે ચીર સૌ ભીંજાયાં:
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

ચન્દ્રા ને સૂર્ય મ્હારા જ્યહાં સદા સમાણા,
આંખોનાં તેજ એ હોલાણાં:
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

પૃથ્વીનાં પુણ્ય જ્યહાં પ્રકાશતાં મ્હેં દીઠાં,
આત્મામૃત ઓસર્યાં એ મીઠાં:
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

વિશ્વના વિલાસ જે ભ્રૂકુટિમાં વિરાજે,
નાચે ન નેણુ એહ આજે:
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

હૈયાના મેઘનો હિંચે છ જી હિંડોલો;
આશાનો એક બોલ બોલો:
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

કવિ ન્હાનાલાલ

# મહિડાં

( ઢાળ: પાલવડો મ્હારો મ્હેલો, મોહનજી ! )



હલકે હાથે તે નાથ ! મહિડાં વ્હલોવજો,
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ.

ગોળી નન્દાશે, નાથ ! ચોળી છંટાશે, નાથ !
મોતીડાંની માળા તૂટશે રે લોલ;
ગોળી નન્દાશે ને ગોરસ વહી જશે,
ગોરીનાં ચીર પણ ભીંજશે રે લોલ:
હલકે હાથે તે નાથ !

ન્હાની શી ગોરસીમાં જમનાજી ઉછળે
એવી ન નાથ ! દોરી રાખો રે લોલ;
ન્હાની શી ગોરસીમાં અમૃત ઢોરિયાં,
હળવે ઉઘાડી નાથ ! ચાખો રે લોલ:
હલકે હાથે તે નાથ !

કવિ ન્હાનાલાલ

: ૧૬૫ :

# પાણીડાં કેમ ભરિયે ?

( ઢાળઃ દયારામનાં 'પાણીડાં'નો. )



૧

સખિ ! આવે આવે ને ઓસરે, પાણીડાં કેમ ભરિયે ?
એવાં માહિષ્મતીનાં નીર; પાણીડાં કેમ ભરિયે ?
સખિ ! છોળ ઉછળે બધું ભીંજવી, પાણીડાં કેમ ભરિયે ?
એ છાંટણે છંટાય મ્હારાં ચીર; પાણીડાં કેમ ભરિયે ?

૨

મ્હારે પાંચ-પાંચ તત્ત્વના માંડવા, પાણીડાં કેમ ભરિયે ?
મ્હારે ત્રણ-ત્રણ ગુણની વેલ; પાણીડાં કેમ ભરિયે ?
મ્હારે બુદ્ધિના બાગ ઉગાડવા, પાણીડાં કેમ ભરિયે ?
મ્હારે ભરવી સંસારિયાની હેલ; પાણીડાં કેમ ભરિયે ?

૩

સખિ ! નીર ભર્યાં આ અનન્તનાં, પાણીડાં કેમ ભરિયે ?
એનાં ભરતી ને ઓટ છે અઘોર; પાણીડાં કેમ ભરિયે ?
સખિ ! કાળના કૂવાને કાંઠડે, પાણીડાં કેમ ભરિયે ?
મંડી માંડી દિશાઓના દોર; પાણીડાં કેમ ભરિયે ?

૪

જગપંખાળા પંખેરૂ પરવરે, પાણીડાં કેમ ભરિયે ?
કાંઇ ગાજે નિઃસીમના સમીર; પાણીડાં કેમ ભરિયે ?
સખિ ! આવે-આવે ને ઉભરે, પાણીડાં કેમ ભરિયે ?
એવાં આત્માની નદીઓનાં નીર; પાણીડાં કેમ ભરિયે ?

કવિ ન્હાનાલાલ

# વિહંગરાજ

( ઢાળ: ગોવાળિયે ઘેલાં કીધાં રે. )



તરસ્યા એ વાદળીને તીર,
વિહંગરાજ તરસ્યા ઉડે રે:
સંધ્યાના સાગરને નીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

આભમાં પ્રચંડપૂર ઉછળે છે પાણીડાં;
મનોવેગી વાય ત્ય્હાં સમીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

ઘેરાં ઘેરાં ડોલતાં હિન્ડોલ મેઘહોડલાં;
ગર્વઘેલાં, ઘટા શાં ગભીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

સાન્ધ્ય રંગી સાળુ, મહીં મેઘશ્યામ વાદળી;
રૂપેરી પાલવનાં ચીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

આંખડીનાં કિરણ–કિરણ વરસે કંઇ ફૂલડાં;
વીજળીની વેલ શાં અધીર:
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

ઉડો રાજ ! પાંખમાં ભરી અનન્ત પ્રેરણા;
સાગરને નથી સ્હામા તીરઃ
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

સંધ્યાના સાગરને તીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે;
વીજળીની વેલ શા અધીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

કવિ ન્હાનાલાલ

---

## શરદનાં અજવાળિયાં

( ઢાળઃ ત્હમે અજાણ્યાં અમે જાણિયે રે. )

સખિ ! જોને શરદના આભમાં રે;
ઉગે ચંપાની કળીએ ચન્દ્રમા રે;
જાણે ઉછળે અવનીનો આનન્દ રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.

માનું ઉઘડી રજનીની આંખડી રે;
ખીલી વિશ્વના પુષ્પની પાંખડી રે;
એવો–એવો ઉગે પેલો ચન્દ રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.

ઘૂમે પૂર પૃથ્વીનાં પુણ્યનાં રે;
કે શું દૂધ છલકાયાં દેવનાં રે ?
એવાં ઉજળાં ઉડે છે અનન્ત રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.

સખિ ! જોને ગગનના ગોખમાં રે;
જોને–જોને જગતના ચોકમાં રે;
ઝીલે સંસારિયાં ને સન્ત રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.

જાણે અમૃત ઝરતાં અમરનાં રે;
જાણે હાસ્ય ઢળ્યાં પરિબ્રહ્મનાં રે;
રમે દિલદિલમાં ત્હો ય દૂર રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.

સખિ ! શરદની રાત સોહામણી રે;
મ્હારા હૈયાની વેલી લજામણી રે;
એને અડશો મા, બીડશે ઉર રે,
શરદનાં
આ–આવ્યાં અજવાળિયાં રે.

કવિ ન્હાનાલાલ

: ૧૧૯ :

# અદ્વૈતવાત આપણી

( ઢાળ: ઓધ્વ! નંદનો છોરો તે નમેરો થયો જો! )



વ્હાલા! ભૂલ મા અદ્વૈતવાત આપણી જો!
જોગી–જ્ઞાની જપે છે રસબાવની જો!                વ્હાલા૦

માયા લક્ષ્ય ને પુરૂષ તે અલક્ષ્ય છે જો!
એની ગાંઠથી સંસાર આ સમક્ષ છે જો!                વ્હાલા૦

એના સ્નેહનું અદ્વૈત રસપૂરમાં જો!
માયા વળગી રહી જ બ્રહ્મઉરમાં જો!                વ્હાલા૦

વ્હાલા! પ્રીત તણી રીત એવી જાણજે જો!
અલખ જ્ઞાની! લખ લાખ રસ માણજે જો!                વ્હાલા૦

ગોવર્ધનરામ મા. ત્રિપાઠી



# દિવ્ય સુન્દરીઓનો ગરબો

( ઢાળ: લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો. )



તેજે ઘડયાં અમ અંગ, અમોલાં તેજે ઘડયાં છે;
કરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.

સાખી: દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસભેર;
ને પ્રેમે કંઇ રેડિયે,
મર્ત્યલોકે અમીની સેર,
અમોલી સેર અમીની. તેજે ઘડયાં૦

ચંદા. સાખી: "પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણુ વાર;
ત્હેનાં હૃદયે રેડતી
ચંદા હું પ્રેમ–અમીની ધાર,
રસીલી ધાર અમીની." તેજે ઘડયાં૦

ચંદા. સાખી: "મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં ડ્હોળાય;
સીંચી ત્હેના હૃદયને
ખિલવું પ્રેમકળી હું કાંઇ,
ઉજળી શી પ્રેમકળી હું." તેજે ઘડયાં૦

શુક્રતારા. સાખી: "હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ;
ત્હેને હૃદયે રોપું હું

શુક્રતારા કવિત્વ રસાળ,
અંતિ ગૂઢ બીજ કવિતનું." તેજે ઘડચાં

શુક્રતારા. સાખીઃ "હૃદય વિકસ્યોં કવિજન ઉભો, નિરખે અનિમિષ નેન
ત્ય્હાં ઝરતી હું પ્રેમથી
કાંઈ કવિતસરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સરિતનાં." તેજે ઘડચાં

તારાસખી. સાખીઃ "ચિત્રકાર કવિમિત્ર જે ઉભો ફલક સમીપ,
તત્ત્વદર્શી ત્હેને હૃદય
પ્રગટાવું હું પ્રતિભાદીપ,
પૂર્યો દિવ્ય દીપ અમીએ." તેજે ઘડચાં

ત્રણે ગગન- સાખીઃ હમે તેજનાં બાળ સહુ સીંચીને નિજ નૂર
સુન્દરી મનુજહૃદય ગૂંગળાવતું
હરિયે અન્ધ તિમિરનું પૂર,
હર્ષરિપુ પૂર તિમિરનું. તેજે ઘડચાં

નરસિંહરાવ ભોળાનાથ

---

# રૂપેરી ચંદા



રૂપેરી શી શોભી રહી ચંદા!
સુનિર્મળ વ્યોમે સુખકંદા! રૂપેરી૦

મિષે મિષે મુખ એ શી મલકાવે?
તુજમાં પ્રિય માધુરી શી લાવે? રૂપેરી૦

ધરી પટ વાદળિનો આડે
ક્ષણે ક્ષણે ઘેલી મદે લાડે? રૂપેરી૦

મિઠલડી કિરણુને શી અણુસારે?
મિંચવિ એ કમળ પોયણિ ઠારે? રૂપેરી૦

ચકોરિ સર્વાંગે શિરે ફૂલી
પ્રકાશપ્રવાહ વિષે ઝૂલી? રૂપેરી૦

નિરખી તું છબી તુજ મુજ મુખડે
રિસાવિ હો! કાં પ્રિય! દુખ દિલ લે! રૂપેરી૦

વિષમ સ્મરશર થકિ વીંધીને
હસી હસી તું અમિ શી ચુમી લે! રૂપેરી૦

મીઠું હરિ મુખડું રૂપાળું,
કૃપા કર, તૃષિત દગે ન્યાળું! રૂપેરી૦

હરિ હર્ષદ ધ્રુવ

# જળઝીલણી

( ઢાળ: નાગર! ઉભા રહો રંગરસિયા. )



આજ આનન્દજળઝીલણી રે,
સહિયર! આવો એ જળ ઝીલવા.
ઉછળે અનંત રસરેલ રે; સહિયર! આવો.
સાજે સોહાગ સરિતસુન્દરી રે, સહિયર! આવો.
ઉરમાં ન એક અલબેલ રે; સહિયર! આવો.

ચન્દાને ચોક ચડી ચાંદની રે, સહિયર! આવો.
આશા ભરી ઉભરાય રે; સહિયર! આવો.
શીળી શી શારદ રાતડી રે, સહિયર! આવો.
મીટે-મીટે મલકાય રે; સહિયર! આવો.

પ્રીતિને પૂર જગતઝીલણી રે, સહિયર! આવો.
સેરે-સેરે નવાં નીર રે; સહિયર! આવો.
હૈયે તરંગ રૂડા હિંચતા રે, સહિયર! આવો.
તેજે ભર્યાં એનાં તીર રે; સહિયર! આવો.

વ્હાલમનાં વ્હાલ વહે વેગથી રે, સહિયર! આવો.
ભરતી શી ભાવની ભરાય રે! સહિયર! આવો.
અમૃતના ઓઘભરી આંખડી રે, સહિયર! આવો.
મુખડે મીઠાશ નહિ માય રે; સહિયર! આવો.

એવો પ્રભુજીના પ્રેમનો રે, સહિયર! આવો.
સાગર શો છલકાય રે! સહિયર! આવો.
ઉરની રચાવી રૂડી અંજલિ રે, સહિયર! આવો.
ઝીલો, ઝરણુ વર્ષ્યાં જાય રે;
સહિયર! આવો એ જળ ઝીલવા.

દા. ખુ. બોટાદકર

---

## નણુદી

( ઢાળ: નાથ ! આવો મારે ઓરડે. )



ઉગ્યો આજે આદિત્ય આશાભર્યો,
એનો ઓછો રે-કાંઇ ઓછો ઉજાસ;
નણુદી! આવોને મારે આંગણે.

મારે બારણે બોલ બબેવના,
એના ઓછાં રે-હજુ ઓછલાં હાસ. નણુદી ! આવોને.

હું તો નેહભર્યાં દઉ નોતરાં,
વ્હેલાં આવો રે મારા ઉરના ઉજાસ; નણુદી૦

પરદેશણુ આવોને પોપટી,
મારે હૈયે રે રૂડાં હિંચજો હાસ; નણુદી૦

જરી ઝબકો, વિજોગણુ વિજળી !
　　અજવાળો રે મારા રંક અવાસ; 　　નણુદી૦

આવો–આવોને, મહિયરમીઠડાં !
　　તમે આવો, રે મારી સાસુના શ્વાસ ! 　　નણુદી૦

બળિરાય સમા તમ બન્ધવા,
　　વારે વારે રે જુએ બ્હેનીની વાટ; 　　નણુદી૦

તમે આવો 'રમા' લઇ રાખડી,
　　અમ ઉરના રે ઉંડા હરજો ઉચાટ. 　　નણુદી૦

લૂખી–લૂખી આશીષ તો લોકની,
　　એવા લૂખા રે એના સંગના લ્હાવ; 　　નણુદી૦

રસે ભીની રૂડી તમ રાખડી,
　　એવા ભીના રે ભોળા હૈયાના ભાવ. 　　નણુદી૦

તમ પાવન પાયને પૂજતાં
　　મારા પળમાં રે સહુ પાપ પળાય; 　　નણુદી૦

એક ઉઘડે આંખ અધૂકડી,
　　મારે ભવને રે રૂડાં ભાગ્ય ભરાય. 　　નણુદી૦

તમને આપું નમન મારાં નેણુનાં,
　　આપું–આપું રે મારા હૈડાના હાર; 　　નણુદી૦

આછા ઉરની ઉતારીશ આરતી,
　　વ્હેલાં આવો, રે મારા દાનનાં દ્વાર ! 　　નણુદી૦

મારાં બાળાં–ભોળાં શાં ભાણેજડાં,
　　ધરી અંકે રે એને લાવજો સંગ; 　　નણુદી૦

એને મીઠડા લાડ લડાવવા
ઉર ઉંડો રે કાંઇ ઉછળે ઉમંગ. નણુંદી૦

તમે રીઝો તો રીઝી રમા રહે,
દુભવતાં રે કાંઇ દેવ દુભાય; નણુંદી૦

તમ હેતમાં હેત પ્રભુ તણાં,
તમ સંગે રે સહુ તીર્થ સદાય. નણુંદી૦

દા. ખુ. બોટાદકર

---

## દેવર

( ઢાળ: કોઇ વારોને નન્દના કુંવરને. )



મારી વાડી ફૂલી ફૂલવેલિએ;
માંહિ મોગરો એક અમોલ રે;
દેરીડો સખિ! મનમીઠડો.

દીપે ડોલરિયો કુળદીવડો,
એના ફૂલ શા બાલુડા બોલ રે. દેરીડો૦

એ તો તારલિયો અમ આભનો,
ઝીણા તેજભર્યો ઝળકાય રે. દેરીડો૦

એ તો કુણો કમળ કેરો ડોડવો
મારા મીઠા સરોવર માંય રે. દેરીડો૦

અભિલાખભરી એની આંખડી,
એને મોઢડે મ્હેકે મીઠાશ રે. દેરીડા૦

માંહિ શોભે શરમ કેરા શેરડા,
ભોળા ઉરના શા ઉજળા ભાસ રે ! દેરીડા૦

એ તો ભમરો ઉડે અમ આંગણે,
કાંઇ ગુંજન ઝીણુલાં ગાય રે; દેરીડા૦

મને 'ભાભી'ના બોલે બોલાવતાં
કેવાં ભીનલાં વદન ભરાય રે ! દેરીડા૦

હું તો વીરવિજોગણુ ઝૂરતી,
ઉર વ્હાલ રહ્યું ઉભરાય રે; દેરીડા૦

એ તો દિયર તણે દિલ રેડતાં
મારા હૈયામાં હરખ ન માય રે. દેરીડા૦

એને ન્હાની શી લાડડી લાવશું,
એના કુમળા પૂરશું કોડ રે; દેરીડા૦

જળ ભરવા જશું અમે સંગમાં,
જગ રીઝશે જોઇને જોડ રે. દેરીડા૦

અણુખીલી એની ઉરપાંખડી,
અમે ખીલવશું દઇ ખાંત રે; દેરીડા૦

ભવપન્થ બતાવશું ભાવથી,
રાખી આંગળીએ દિનરાત રે. દેરીડા૦

દા. ખુ. બોટાદકર

# રઢિયાળી રાત

( ઢાળઃ આવો–આવોને સખિઓ ! આજ રસનાળી પાડી. )



વ્હાલાં ! ઉગ્યો પુનમનો ચંદ્ર, ચાંદની ખીલી રહી;
ઝરે અમૃત રસ આનંદ, પોયણી ઝીલી રહી.

વ્હાલાં ! ઉગી મણીમરી રાત આજ અજવાળી થઇ;
કેવી ચકોરી થઇ રંગીઆત ચંદ્ર નિહાળી રહી !

વ્હાલાં ! સરિતામાં સાગરપૂર મસ્તી ખેલી રહ્યાં;
શાં ધરતીએ આભનાં નૂર ઉજળાં રેલી રહ્યાં !

વ્હાલાં ! ચંપો ને નાગરવેલ મીઠડી વાતો કરે;
લઇ સંગ સોહાગણું ઢેલ મોરે ઝુલાતો ફરે.

વ્હાલાં ! સારસડાંની જોડ સુંદર શોભી રહી;
એ તો કંઇ કંઇ કરતી કોડ મનડાં લોભી રહી.

વ્હાલાં ! હંસલા સરવર તીર ચાંચુડી ચાંચે ધસે;
જોઇ તારલા ઉંડે નીર ચુપચુપ નાચે–હસે.

વ્હાલાં ! મોગરા સંગે વેલ માલતી ફૂલી રહી;
એને ફૂલડે કરતાં ગેલ ચાંદની ઝીલી રહી.

વ્હાલાં ! વાયુ મધુરા સાથ વાદળી ફેરા ફરે;
જુવો, એને પાલવડે નાથ તેજનાં ઝરણાં ઝરે.

વ્હાલાં ! શી રઢિયાળી રાત ! રૂપમાં માતી નથી;
આજ પિયુ ! હું તમ સંગાથ ફૂલી સમાતી નથી.

ત્રિભુવન ગો. વ્યાસ

# બ્રહ્મ–બંસરી



ઘેરી મધુરી શી દૂર દૂર ગાજે
અનંત બ્રહ્મ–બંસરી !

નાદ શ્રવણુ સૂણતાં સખી રે.
પ્રાણુ પરવશ થઇ જાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

ઢાંકું હું દેખવા બારણે, ત્યાં
આંગણિયે ધ્વનિ થાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

આંગણુ આવું ઉતાવળી, ત્યાં
મંદિરિયે લહેકાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

મંદિરિયે જઇ પેખતી, ત્યાં
મુજ ઉરમાં સંભળાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

અંતરમાં જ્યાં સાંભળું, ત્યાં
અખિલ જગતમાં ગાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

દૂર અતિ દૂર, તોય પાસવે રે;
અણુ–અણુમાં ઉભરાય, બ્રહ્મ–બંસરી. ઘેરી૦

સૂરતથી એ સાંભળે, તે
મસ્ત મગન થઇ જાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

ત્રિભુવન ગૌ. વ્યાસ

# હીંચકાની દોર



કોણે હિલોળી આ હીંચકાની દોર?
મારી કોણે હિલોળી હીંચકાની દોર?

નિરાંતે ઝૂલતી'તી એકલી આનંદમાં,
કોણ મારે મંદિરિયે પેઠો એ ચોર? મારી૦

ફંગોળો નાંખ્યો તે પૂગ્યો છે આભમાં,
દોર તૂટે એટલું કીધું છે જોર. મારી૦

હૈયું જો ધબકે છે મારું, સાહેલડી!
કંપે છે થરથર કાળજાની કોર! મારી૦

બ્રહ્માંડ ડોલતું દેખું છું ફેરમાં,
ચમક્યું હા! ચિત્તડું રહે ન ઠોર. મારી૦

શાણી સહિયર! કોઇ હાથ ઝટ ઝાલજો,
હળવે ઉતારજો હીચકાનો તોર. મારી૦

ત્રિભુવનશંકર ગૌ. વ્યાસ



# કેર કાંટો



હાં કે રાજ !
વાવડીનાં પાણી ભરવા ગ્યાં'તાં,
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
વડોદરાના વૈદડા તેડાવો,
મારા કાંટડિયા કઢાવો,
મને પાટડિયા બંધાવો;
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ધોરાજીના ઢોલિયા મંગાવો,
માંહિ પાથરણાં પથરાવો,
આડા પડદલા બંધાવો;
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ઓશરિયેથી ખાંડણિયા રે કાઢો,
મારા ધબકે બંભા દુઃખે;
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
આંગણિયેથી ગાવલડીને કાઢો,
એના વલોણાંને સોતી;
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
સસરાજીને ચોવટ કરવા મેલો,
મને ઘૂંઘટડા કઢાવો;
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
નણંદડીને સાસરિયે વળાવો,
એનાં છોરૂડાંને સોતી;
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ !
ફળિયામાંથી પાડોશણને કાઢો,
એના રેંટિયાને સોતી;
મને કેર કાંટો વાગ્યો.

રઢિયાળી રાત

---

## સાયબાની મીઠી શીખ



સૈયર મોરી ! ગરબા કોર્યા ચાર જો,
ગરબડીએ રમે રે તેવતેવડી રે લોલ.

સૈયર મોરી ! શરદ પુનમની રાત જો,
અજવાળાં પડે રે માણેકચોકમાં રે લોલ.

હું ઉભી મારા ઓરડિયાની બા'ર જો,
સંયરૂં આવે રે મુજને તેડવા રે લાલ.

સૈયર મોરી ! સસરાને જગાડો જો,
સસરાનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! સાસુને જગાડો જો,
સાસુનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! જેઠને જગાડો જો,
જેઠનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! જેઠાણીને જગાડો જો,
જેઠાણીનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! સાયબાને જગાડો જો,
સાયબાનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

ગોરી મોરી ! આછાં સાળુ ઓઢો જો,
પરબતડી બીડો તો દીસો પાતળાં રે લોલ.

ગોરી મોરી ! હળવે તાળી પાડો જો,
હાથડિયા ચમચમશે, ખંભા દુખશે રે લોલ.

ગોરી મોરી ! હળવે ફુદડી ફરજો જો,
ફેરડિયા ચડશે, ને થાશો આકળાં રે લોલ.

ગોરી મોરી ! ઝીણે રાગે ગાજો જો,
જશોદાનો જીવણ જોવા આવશે રે લોલ.

રઢિયાળી રાત



# જન્મભૂમિ



જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે.

રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર;
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળિયેઃ જય૦

જનનીજંગ ડૂલિયે, ઝનુની રંગ ઝીલિયે;
આત્મ–બળ–ઉજાસથી બધું ઉજાળિયેઃ જય૦

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજયવાવટો ઉઠાઓ;
વીરધર્મથી ધરા સદા ધ્રુજાવિયેઃ જય૦

સત્યથી સચવાય સ્વત્ત્વ, સમજીએ થઇ પ્રવૃત્ત;
ઘૂમિયે ઝઝૂમી, જંગ તો મચાવિયેઃ જય૦

ભૂતળ ફોડી ફેડિયે, ઉંડી જડો ઉખેડિયે;
દોર ને દમામ દેશનો જમાવિયેઃ જય૦

સ્થિતિ સમય સ્વીકારિયે, પ્રવૃત્તિયજ્ઞ યોજિયે;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમિયે? જય૦

માત દીન દુભાય છે, સપુત! પીડા પિછાનિયે;
દૂધ દીપાવિયે, ઉમંગને વધાવિયેઃ જય૦

દેશ–સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ;
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનિયે. જય૦

લલિતજી

# મૈયા મધુરી શારદા



મૈયા મધુરી શારદા, સુભાવદા;
નિરંજની, બ્રહ્મનંદિની, બ્રહ્મચારિણી;
જીવન–પ્રાણદા. મૈયા૦

સરલ સત્ય અમલ જીવનમંત્રથી રે,
સ્વતંત્રતા ને શુદ્ધતાના તંત્રથી રે,
ચેતનમાં ચમકાર કરે, અંતરમાં અંબાર ભરે;
જીવનના મનમોહ હરે, અણુગણુ ઉપકાર કરે:
પ્રાણુ–પ્રેરણા. મૈયા૦

સાખી : રસમય સંગીત રાગિની, લયમય બીન ઝંકાર;
રૂપ દર્શાવે હૃદયનાં, ઉર રમણા ૐકાર:

વિમલ સ્મિત વિલસે વદનચંદ્રમાં રે;
જ્વલંત જ્યોત ઝલકે નયનદ્વંદ્વમાં રે:
ચેતનમાં૦

સાખી : ઘેરાં મંથી જળ ઘણાં વમળે ડૂબે પ્રાણ;
તારી અમૃતતેજથી કરતી તું કલ્યાણ:
ચેતનમાં૦

ચુનીલાલ ત્રી. તારકસ

## યુગરેખા



મ્હેકે ભારતનો બાગ (૨)
ફૂલડાં ફોરે નવયુગનાં;
ઉડે પ્રેમનો પરાગ (૨)
ફૂલડાં ફોરે નવયુગનાં.

નવજીવનપ્રભાતના વિશુદ્ધ વાયુ વાય છે;
જનનિનો ઝગહળે સોહાગઃ
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

સત્યને સહકાર દિવ્ય ચેતના મધુ હસે;
ટહુકે હૃદય કોકિલાના રાગઃ
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

સ્વાર્પણની દેવસરિત વૃક્ષવૃક્ષ વહી રહી;
શીખવતી તળાવોને ત્યાગઃ
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

ઐક્યમૂળ વૃક્ષ વિમળ શિતળ છાંય ઢાળતાં;
ઉતારે હૈયાનો થાકઃ
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

કૃત્રિમતા તણી ઉતારી કાંચળી, કુદરતલીલા
છોડે પિનાકીના પિનાક:
ફૂલડાં ફોરે નવયુગનાં. ઝ્હેકે૦

ઋતુ ઋતુના રાજની વિરાજે મુકુટમંજરી;
મ્હાલે જગ મધુકર મહાભાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. ઝ્હેકે૦

ફૂલફૂલે કવિબુલબુલો સુણાવે આત્મબોલડા;
શો થશે સ્વરાજફૂલવિપાક !
ફૂલડાં ફોરે નવયુગનાં. ઝ્હેકે૦

પ્રણવનાદપૂર્ણ માળી મોહનની મોરલી
ડોલાવે દિશ-દિશના નાગ:
ફૂલડાં ફોરે નવયુગનાં. ઝ્હેકે૦

અંધકવિ હંસરાજ



# સ્વરાજ્યનો સંદેશ



અનિલ ! આજ કહેજે સંદેશો સ્વરાજ્યનો;
ગૃહે ગૃહે તું કહેજે સંદેશો સ્વરાજ્યનો.

પૂર્વ ને પશ્ચિમ પડ્યાં ભારતનાં બાળ જે,
ઉત્તર ને દક્ષિણે વસેલી આર્ય શક્તિને;
ભૂગર્ભમાં ને વ્યોમમાં વિહારી હિન્દશક્તિને. કહેજે૦

આર્ય જૈન પારસી આ વિશ્વમાં પ્રખ્યાત છે;
હિન્દદેવીખોળે આજ ગૌર ખ્રિસ્તી ભ્રાત છે;
હિન્દુ મુસલમાન શીખ ભારતીસંતાનને. કહેજે૦

સ્વરાજ્યને હિંદોળે હિન્દબાળને હિંચાવજે;
આર્ય પત્નિઓને પાઠ ત્યાગના પઢાવજે;
સ્વરાજ્યભેરીનાદે ભારત વીરને જગાડજે. કહેજે૦

પ્રેમ શૌર્ય હર્ષ આશ ને પ્રકાશ નેણુમાં;
વિવેક સત્ય ન્યાય ને માધુર્ય હશે વેણુમાં;
ઐક્ય ત્યાગ સંયમોના ધર્મને સમજાવજે. કહેજે૦

"અજ્ઞાત"



# રામનામ



સીતારામનાં સન્તાન !
પૂણ્યભૂમિનાં સન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

નીતિ રાજ્ય નિપુણતામાં રામરાજ્ય શોભતું;
સ્નેહલગ્ન શુદ્ધતામાં રામજીવન ઓપતું.
એવાં મોંઘેરાં ગાન
પ્રભુગીતડાંને તાન
આવો હો ! રામનામ ઝીલવા

માતૃપ્રેમ–પિતૃપ્રેમ–ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતિપ્રેમ–પત્નિપ્રેમ–મિત્રપ્રેમ નિરંખવા;
રામજીવનમાં માન
લઇ, ભારતીસન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

પુનિત પગલે ગૃહે ગૃહે સીતા સતી પધારે,
પત્નિભક્ત પતિ રામ જીવનમાં ઉતારે;
હિંદ સ્વર્ગને સમાનઃ
રામસીતાને ગાનઃ
સહુ ભારતીસન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

ગો. હ્રા. રાયચુરા

# બોલે છે મોર



બોલે છે મોર, બાલા! બોલે છે મોર;
    કોને કોને બારણે બોલે છે મોર? બોલે છે૦

ચમકતી વીજ, છાયું બાદલ ઘનઘોર;
    કોને કોને બારણે બોલે છે મોર? બોલે છે૦

થનગનથન નાચે ને ટિહૂ ટિહૂ ટહૂકે;
ટહૂકડે દિગંત ભરે આઠેય પ્હોર;
    કોને કોને બારણે બોલે છે મોર? બોલે છે૦

ગર્જતો મેઘ, 'મીઠાં વર્ષતાં અમૃત;
સૃષ્ટિ એ વૃષ્ટિમાં કરતી અંઘોળ;
    આજ કોને બારણે બોલે છે મોર? બોલે છે૦

બોલે છે મોર વ્હાલા! બોલે છે મોર;
    નંદજીને પારણે બોલે છે મોર. બોલે છે૦

નયણે સૂરજ, મુખડે ચંદ્ર—ચકોર;
બ્રહ્માંડનો નાથ ઝૂલે નવલ—કિશોર;
    આંગણે આંગણે એનો કલશોર. બોલે છે૦

કેશવ હ. શેઠ



# કોઇ કહો એ ચાંદલિયાને

( ઢાળ: કોઇ કહો એ કોયલડીને ગાયાં કરે. )



કોઇ કહો એ ચાંદલિયાને વ્હેલો ઉગે:
વ્હેલો ઉગે, રાત આખી ઝગે! કોઇ૦

સરખી સાહેલી મળી રાસ રચ્યો છે;
પ્રેરે ઉજાસ, ફેંકી કિરણુ જગે: કોઇ૦

ન્હાના ન્હાના તારલિયાઓ સાથે ઉગે;
અમીરસને સીંચે અમ રગે રગે: કોઇ૦

અમ રાસ જોવાને જરા થોભે નભે,
જેથી શોભે અતુલ અમ રાસ જગે: કોઇ૦

જનાર્દન પ્રભાસ્કર



# બ્રહ્મબંસરી



ઊંડી ઊંડી આંબલિયાની કુંજે, હો રાજ!
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?
કોણ તહીં એ પ્રણયમંત્ર ગુંજે? હો રાજ!
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

સાખીઃ કોણ અમારી કુંજમાં રેલે મધુરાં ગીત?
મોર કળાયલ નાચતા સુણી બ્રહ્મસંગીત!

કોઇ કહેશો 'કુહૂ' છે કોની વૈખરી? હો રાજ!
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

સાખીઃ અંતરનાં ઊંડાણમાં ઉતરે એ પડછન્દ:
ઉર ઉછળે રસ ઝીલતાં, દે દૈવી આનન્દ:

કોઇ વાળશો સૂરાવલિ જતાં સરી? હો રાજ!
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

સાખીઃ ફુલફુલડે તરૂપાંદડે છાઇ રહી વસન્ત;
કવિકુલનાં રસગીતમાં કો રસભાવ ભરન્તઃ

હું તો વસન્તવધામણે નીસરી, હો રાજ!
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

જનાર્દન પ્રભાસ્કર

---

# કોયલડીને

( સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી! એ ઢાળમાં પણ ગવાશે. )



કુંજનવનમાં 'કુજે' કોયલડી! તારા તે સૂર કાંઇ કામણભર્યાઃ
ટહૂકે ટહૂકે ચિત્ત ચોર્યાં, કોયલડી!
ટહૂકે તારા સૌ મનડાં હર્યાં! કુંજનવનમાં૦

સુંદર સરોવરકાંઠે, કોયલડી! મીઠા આંબલિયા ફાલ્યા ફૂલે;
ઉંચી એ ડાળીએ બેસી, કોયલડી!
વનના સમીરણે ટહૂકા પૂરેઃ કુંજનવનમાં૦

આંબાના મ્હોર શા મ્હેંકે, કોયલડી! વનના વાયુમાં સુરભી ભરે!
ખાતી ખાતી મ્હોર મીઠું ગાજે, કોયલડી!
મીઠા એ સુરના રેલા ઝરેઃ કુંજનવનમાં૦

નજરે નિહાળું ના, બ્હેનાં કોયલડી! તારા એ સૂરનાદ ગગને ચ્હડે;
સમજાય નવ એ ગીતડાં, કોયલડી!
જાણું શું બ્રહ્મલોક મંત્રો ભણેઃ કુંજનવનમાં૦

ગાજે ગાજે કાંઇ ગીતો, કોયલડી! તારાં એ ગીત મારે હૈયે રમે;
કલ્લોલિની તું, કાળી કોયલડી!
કુજન પ્રિય તારાં મુજને ગમે! કુંજનવનમાં૦

જગુભાઇ મો. રાવળ

---

# પૂનમની રાત



પૂનમની રાતડી રે લોલ !
સખિ ! જામે અખંડ કલ્લોલ:
ઝીલો સૃષ્ટિનો રાસ કો અમોલ: પૂનમની૦

બી : ચંદ્ર ખીલે, હૈયડું ખીલે, ટપકન્તી અમીધાર:
પ્રાણે પ્રાણ પ્રફુલ્લતા, પસરે પ્રભુ સંસાર.

સખિ ! ઉછળે ને તાલ દે અખંડ;
સ્નેહભરતીનાં મોજાં પ્રચંડ: પૂનમની૦

બી : તારલિયા ચમકે ઝીણું, ન્હાતા સાયર નીર:
કુંજ થકી સરતો ધીમો શિતલ સુગન્ધ સમીર.

સખિ ! ઉડિયે પ્રકાશને પ્રદેશ;
ફૂટે પાંખો તો ઉડિયે હમેશ: પૂનમની૦

બી : ઉજ્જવલ સારસજોડલાં ઝૂલે ઉરહિન્ડોળ:
એવાં રસઘેલાં સખિ ! રાસ રમન્તા ગોળ.

સખિ ! એવો કો જીવનસુવાસ
વિશ્વભરમાં જગાવે ઉલ્લાસ: પૂનમની૦

મંજુલાલ ર. મજમુદાર



: ૧૯૫ :

# શરદનો રાસ



આજ મારી ચુંદડીએ
ચાંદની ચળાય રે,
ચાંદની ચળાય,
પ્રાણપાંદડી ડગાય રે. આજ૦

અજવાળી કળીઓની
માળાઓ ઝૂલતી;
ચક્ષુનાં નીલ ફૂલ
ઢગલે ઢળાય રે. આજ૦

ઢોળાયલું ધવલ હાસ વિધાત્રિ કેરૂં
રોપી જશે નવલ બાલમુકુંદ ઘેરૂં:

અપ્સરાનાં બોલ વૃન્દ
દેવ નૃત્ય માંડે;
ગગન અટારીઓની
શોભા ઝુલાય રે. આજ૦

સૌન્દર્યના કિરીટ શો અભિરામ ચંદ્ર
ડોલાવતો હૃદય ઊર્મિલી પૌર્ણિમાનું;
જે સાંભળે પ્રથમ મંગલ ઘોળ લગ્ને.

શરદ–વિરાટ કેરો
　　પ્રગટ ઉઘાડ ખુલ્યો;
અંતરનો એક રંગ
　　આભે ભળાય રે. આજ૦

દેશળજી પરમાર

---

## શરદનો રાસ



હાં રે સખિ! મીઠી મધુરી જો ચંદા,
　　કે આભ કેરે કાંઠડે ઉગે છે!
હાં રે રાસ રમવાને તારક–વૃન્દા
　　કે દૈવી જ્યોતે ઝગે છે!

દેવ–બાલિકા સમી એ આભ–ખોળે લાડતી;
　　હાં રે એ તો સખીઓ શું સરે મન્દમન્દાઃ
　　　　હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

કોટિ કોટિ અમીધાર ગગનેથી નીતરે;
　　હાં રે આજ સૌમ્ય બની પૃથિવી નવ–ખણ્ડાઃ
　　　　હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

પ્રાણને ઉડાણુ એ ઝબકે અનેરી;
હાં રે એણે જગને ઓઢાડી તેજ-કન્થાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

ભર્યું ભર્યું મુખ એનું આંખને ભરી દે;
હાં રે એ તો જીવન ભરી દે સુખ-કન્દાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

વિશ્વ-વાંસળીમાં આજ પ્રેમ-સુર વાગે;
હાં રે એના હૈયે પડે પડછન્દાઃ
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

ઉરમાં અભિલાષ હો! કુંણી કુંણી જાગે;
હાં રે ઉડે રસછોળ આજ સ્વચ્છન્દા!
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

સ્નેહરશ્મિ



: ૧૯૮ :

# પનિહારી!



પનિહારી! પનિહારી!
જરા ધીરી ધીરી ધીરી ચાલ:
જળે ભીંજે ત્હારી ચુંદલડી રે.

પનિહારી! પનિહારી!
સૂરજ સમ ચળકે તુજ ગગરી:
નયન વિકાસી નિરખે નગરી:
ધીરી ધીરી ધીરી ચાલ: જળે૦

પનિહારી! પનિહારી!
જમુનાજળ મંહીથી ઉભરાયે:
ઉભરાઇ એ તુજ પર ઢોળાયે:
ધીરી ધીરી ધીરી ચાલ: જળે૦

પનિહારી! પનિહારી!
મુખડું ભીંજાયું, પાંપણ ભીંજાઇ:
પચરંગી આ ચુંદડી રંગાઇ:
ધીરી ધીરી ધીરી ચાલ: જળે૦

રા. 'રસેશ'



# અમૃત–ઘડુલી

અમે તો લીધી છે આજ અમૃત–ઘડુલી;
ભરિયે ભરિયે ને ઢળવિયે, હો રાજ ! અમે૦

સ્વર્ગની સુરગંગાએ એ સાંપડી;
જગતે ઢળવવા નિસરિયે, હો રાજ ! અમે૦

કંઇ કંઇ કરમાય છે માનવકલિકા;
તેને સુધાએ સીંજવિયે, હો રાજ ! અમે૦

સ્નેહ–સૌજન્યની દેવી અમે સહુ;
હોંસે હોંસે વિકસવિયે, હો રાજ ! અમે૦

દેવોનાં દ્વારનો અમુલખ આશનો
મોંઘો સન્દેશો પાઠવિયે, હો રાજ ! અમે૦

નૈરાશ્યે ઘેરાયેલ કુમળાં ઉરોનાં
અશ્રુ લુછીને હસવિયે, હો રાજ ! અમે૦

કુસુમાકર

---

# વેણુનાદ

સાખી : નિજ નિજ વિષયે સ્વાદ લે ઇન્દ્રિય સઘ રસલીન;
વિષય એક વશ સર્વને, સુર મધુરા સહ મીન.

મધુર વેણુનાદ આવે,
સુણુ સખિ ! મનહર કેવો
મધુર વેણુનાદ આવે.
યમુના તે તટ રળિયામણું રે,
શ્રી કુંજઘટા શ્યામ છાઇ !
વજાડે શ્યામ મુરલી, સખીરી ! સુણુ સખિ૦

મીઠી મૃદુલ સમીરલહેર, શીતલ વારી,
આલિંગી વહે ઉપવને-વને;
કુંજ કેરાં રે, આમ્ર કેરાં રે,
શ્વેત મુક્તા લૂંટી લાવતી.
ક્લાન્તિ-ભ્રાન્તિ ટાળતી, શાન્તિ પરમ વાળતી. મીઠી મૃદુલ૦

પશુપક્ષી વૃક્ષ વિષે
બની અધીર કુંજ ધસે;
સુરદિશે:
સૃષ્ટિ, સદન, અવની, ગગન, હસિત વદન મગન ભાળિયે:
સુરતિ સૂરથી, રાચતી રોચતી,
વિરહી વિરહીએ. મધુર૦

સાખી : કુસુમલતા ઝૂકી ઝૂલી, કરતી નૃત્ય સરંગ;
સુગંધી સુમને ખીલી રહી, છાઇ પ્રણયી નિજ સંગ.
વૃક્ષપર્ણ, સરિતનીર, લીન ગતિ ભાળિયે;
ભાનુ, ચંદ્રબિંબ, વીજ ચમકતી રે ન્યાળિયે:
શ્વાસમાં, પાસમાં,
લલિત વશ વિભુ. મધુર૦

---

# નયન રસીલે



નંદકુવર ! તોરે નયન રસીલે, સખિ !
જાદુભરે, જાદુભરે.

માથે મુગટ, કા’ના ! મુખમેં બાંસરિયાં;
કૃષ્ણ લેકે ખડે, લેકે ખડે;
મુરલી બજી શ્યામકી, સખિ !
જાદુભરે, જાદુભરે. નંદકુંવર૦

નટ જમુનાકે તીર;
અબ ગોપીયન મન બસી,
જબ ધરત કછુ નાહી ધીર, રસીલે સખિ !
જાદુભરે, જાદુભરે. નંદકુંવર૦

સાખી : અયસે નિર્દય નાથસેં નેહા કૌન લગાય ?
કૃષ્ણ મથુરા જા બસે, અબ કુબજાકે મન ભાય.

રસીલે સખિ !
જાદુભરે, જાદુભરે.

નંદકુંવર ! તોરે નયન રસીલે, સખિ !
જાદુભરે, જાદુભરે.

---

# ફૂલબાળાનો રાસ



હાં રે, ઘેલી–ઘેલી એકલી ફૂલબાળા !
હો રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ: .
હાં રે, પેલી–પેલી અધુરી ફૂલમાળા
હો રંગ એ રૂપાળા ભૂલી જશો ન લોલ.

સાખી : લોચન ચઢશે મેહુલો, ચાતક કરશે સાદ;
પલપલ હેત–ઉજાસમાં ખીલે બકુલ ગુલાબ.
હાં રે, જેવી–જેવી મધુરી વીજળીબાળા,
હો પંથ એ નીરાળા ચૂકી જશો ન લોલ;
હાં રે, એવી–એવી હઠીલી ફૂલબાળા !
હો રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

સાખી : મસ્તક ધરશું મોગરો, ચરણે ડોલરપુંજ;
પધાર પ્રભુની લાડિલી! કરિયે ઘડીની ગુંજ.
હાં રે, પ્રાણકયારા હસે છે હરિયાળા,
હો સાથ એ રસાળા તજી જશો ન લોલ;
હાં રે, વ્હેલી–વ્હેલી, રીસેલી ફૂલબાળા !
હો રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

સાખી : ફુલ ફુલ વાસ–પરાગમાં ભરી જા અંતરભાવ;
આપ જગતને, બ્હેન ઓ ! ફુલજીવનના લ્હાવ.
હાં રે, ગુંથો–ગુંથો અમર વરમાળા,
હો આત્મ ઉજમાળા મેલી જશો ન લોલ;
હાં રે, ઘેલી–ઘેલી એકલી ફૂલબાળા !
હો રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

'કુમાર' માસિક

# રસબાલા



હો ફૂલબાલા ! તું ફૂલડાં ફોરાવને !
રસબાલા ! ઉર રસને રેલાવને !
હો બાલા ! તું ફૂલડાં ફોરાવને !

હૈયું છે હેતપૂર, આત્મા અમૃતપૂર;
નયનો અમીપૂર, પુષ્પે પરાગપૂર:
ફૂલડાંની કુંજે ટહૌકારને !
રસબાલા ! રસઝરણાં રેલાવને !
હો બાલા ! તું ફૂલડાં ફોરાવને !

ફૂલડાંની છાબ ભરી, અંતર ઉલ્લાસ ભરી;
ચંદ્રિકા નેહ ભરી, કોકિલા કોડ ભરી:
ફૂલડાંની સાડી સોહાવને !
ફૂલબાલા ! રસવેણુ ગુંજાવને !
હો બાલા ! તું ફૂલડાં ફોરાવને !

યૌવન–મસ્તાન ગુલ, બુલબુલ આનંદ ડૂલ;
રસપ્રેમમાં અમૂલ, આત્મા તુજ પ્રેમ ડૂલ:
ફૂલડાંની સૌરભ પ્રસરાવને !
બ્રહ્મબાલા ! આત્માના ઓજસ્ પ્રકટાવને
હો બાલા ! સ્મિતફૂલડાં ફોરાવને !

રમણીકલાલ ડી. મહેતા

# રજની



મારી સજનિ! ચાલો, રમિયે રજની,
રે...મનડાં ઠરતાં ઉપવનકુંજમાં;
શાણી ભગિની! આવો, ભરિયે મટુકી,
રે...ઝરણાં ઝરતાં પર્વતશૃંગમાં.

કુંજ નિકુંજ, પુષ્પનાં પૂંજ,
વૃક્ષનાં ઝૂંડ રાનસર ખુંદતાં. મારી૦

સાખીઃ બંસી બજી વ્રજચંદ્રની નંદનવનની માંહ્ય;
સુણતાં સુણતાં ગોપીનાં ઉરમન ઘેલાં થાય :
જોને સખિ! પેલી કળી ખીલી,
વિકસેલી વેલી હર્ષે થઇ ઘેલી
કેવી નાચે વળી તરૂવરશૃંગમાં! મારી૦

સાખીઃ માત હિન્દની ભૂમિમાં કરવા લીલા લેહેર
દીધા અવતાર પ્રભુજીએ, સફળ હુવો આ દેહ :
વ્હાલી બ્હેની! ચાંદની ચમકે,
તારલા ઝબકે, સરોવર સળકે,
કુમુદ વિકસે અણુમોલી પ્રીતમાં;
સારસ જોડલાં, રમતા હંસલા,
બોલતા મોરલા, મેઘ રૂડા ગાજતાં. મારી૦

સાખીઃ સમીર સુખકર, વાડી ન્યારી, અંગ ઉમંગ ન માય;
કળા અકળ કિરતારની, પામી ના જ શકાય:
રા...સ...ઝ...રં...તાં... મારી૦

# મધુવનમાં



મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે!
સુર–સરિતાનીરસિંચનથી શો બાગ અલૌકિક ખીલ્યો રે!
મધુવન વિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે!

સાખીઃ સમીર ઉરે પ્રભુતા ઝરે, ખગ લાગ્યું ધ્યાન;
નિર્ઝર ફેનિલલાસ્યમાં કરતો પ્રભુગુણગાન.

પ્રાસાદિકામાં પ્રસાદ ઈશનો અહીં ચિત્ત ખેલી લ્યો રે;
મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે!

સાખીઃ બંસી મંજુલ વાજતી છેડી આત્મ–સુતંત્ર;
પ્રભુમય ઉર ઘેલાં કર્યાં છાના ગુંજી મંત્ર.

પ્યાલી ભરી એ મધુ–વન મધુની વ્હાલાં! પીઓ–પીઓ રે;
મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે!

સાખીઃ અમિઅંજન નયને કરી રસમય કીધાં ઉર;
દ્વૈત સ્મૃતિપથથી જતાં વહે સ્નેહનું પૂર.

આવો આવો, રમિયે, વ્હાલાં! સ્નેહરસે ખેલી લ્યો રે;
મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે!

કરમલન

# રસિયાના રાસ



કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે;
મેઘ કરે ઘનઘોર;
ડુંગરોમાં બોલે છે મોર.

પિયુ પિયુ ઝંખતા ઝૂરે પપૈયા;
પિયુ કાળજડાંની કોર;
ડુંગરોમાં બોલે છે મોર.

દૂર દૂર દેશથી મેઘજી પધાર્યા;
ના'વ્યો એ ચિત્તડાંનો ચોર;
ડુંગરોમાં બોલે છે મોર.

રસિયો રસરાજ કોઇ બંસરી બજાવે;
પીડે વાંસલડીનો ઘોર;
ડુંગરોમાં બોલે છે મોર.

ઝરમર ઝરમર મેહુલો વરસે;
ભીંજે મારા સાળુડાની કોર;
ડુંગરોમાં બોલે છે મોર.

થનગન થનગન મોરલો નાચે;
નાચે એ ચિત્તડું ચકોર;
ડુંગરોમાં બોલે છે મોર.

× × ×

નદીઓનાં નીરપૂર હેલે ચ્હડયાં આ;
હૈયે ઉભરાય રસહિલ્લોલ;
ડુંગરોમાં બોલે છે મોર.

દુર્લભજી ભ. જોષી

---

## રસરેલ

રસની રસરેલ સખિ ! ક્યારે રેલાવશો ?
રેલીને રસમાં ડુબાવશો ? સાહેલડિ ! રસની૰

સાખી : હૃદયે રસભક્તિ ભરી, પ્રભુતા પૂરી પૂર !
આત્મોજસ્ અણમુલ વડે પ્રકટાવી કાંઇ નૂર !

એથી જીવન ક્યારે વિશ્વનું ઉજાળશો ?
ચેતના નવિન જગાડશો ? રસવેલડિ ! રસની૰

સાખી : પવિત્રતા ને પ્રેમના પરાગ રસતા પ્રાણ !
અજવાળે જગહૃદયને પૂણ્યકિરણ રસભાણુ !

એવાં રસલ્હાણે વિશ્વ સ્વર્ગ શું સુહાવશો ?
માનવને દેવ બનાવશો ? અલબેલડિ ! રસની૦

સાખી : સ્વદેશ રસ રેલાવતાં, માતૃચરણ થઇ લીન,
આત્માને પ્રભુમય કરી, બજાવી તું-તું બીન;

જાગી-જગાડી જગત્ ઐક્યથી રસાવશો ?
ઘર ઘર રસહેલી મચાવશો ? એ ઘેલૂડિ ! રસની૦

સાખી : લક્ષ્ય ધરી ૐકારનું, પૂરક-રેચક-પ્રાણ !
કુંભક ધરને સ્થાપતાં બ્રહ્મરંધ્ર એંધાણ !

યોગિની બનીને ક્યારે વિશ્વને ઉદ્ધારશો ?
મણિમય પ્રભુને પમાડશો ? સાહેલડિ ! રસની૦

પાદરાકર



# ગુર્જરી



શીળી રાતમાં રે લોલ ! રમિયે સહિયર ! સહુ સાથમાં રે લોલ !
રમત વાટમાં રે લોલ ! ફરિયે સહિયર ! નીતિ સાથમાં રે લોલ !

સાખી : હર્ષે આંજી આંખડી, રેલી મીઠા સૂર,
નૌતમ સ્નેહે ઉજાળિયે ઉત્તમ ગુર્જરી નૂર.

સખિ ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !

ભલી હિન્દની રસિક ભૂમિ ગુર્જરી રે લોલ !
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !

સખિ ! ગુર્જરી વિલાસવાડી આપણી રે લોલ ! શીળી૦

સાખી : હૃદય તણા પણ હૃદયથી નમિયે સૌ જગરાય;
જન્મ દીધો આ ભૂમિમાં, કુદરત જ્યાં છલકાય.

તીણું ગાતી મીઠી નદીઓ જ્યાં શી રમે રે લોલ !

પૂરાં ખીલી ઝૂલી ખેતરો ધીરાં હસે રે લોલ !
વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફળફૂલ છે રે લોલ !

સખિ ! મધુરકંઠી પંખીડાં પણ જ્યાં વસે રે લોલ ! શીળી૦

સાખી : મનહર મોહક ભૂમિ આ, આપણ એનાં બાળ;
નિર્મળ નેહે શું નહિ ધરિયે એ પર વ્હાલ ?

સખિ ! માત માટે હૃદય શું ના બાળિયે રે લોલ ?

સખિ ! ગુર્જરીનું હિત શું ના ભાળિયે રે લોલ ?
સખિ ! સ્વાર્થ એને કાજ શું ના છાંડિયે રે લોલ ?

સખિ ! સમય આવે પ્રાણને પણ પાડિયે રે લોલ ! શીગી૦

વસંતવિનોદી



# અનુક્રમ



# લેખકાનુસાર સૂચી



| લેખક | | રાસસંખ્યા |
|---|---|---|
| | ( શું અદ્દભુત૦ ) પા. ૧૨૦, ( તેજે ઘડયાં૦ ) પા. ૧૭૦ | ૬ |
| ૩૨ | નરસિંહાચાર્ય : ( હે મનભમરા !૦ ) પા. ૭૬ | ૧ |
| ૩૩ | નર્મદાશંકર : ( સાંજની શોભા૦ ) પા. ૨૦ | ૧ |
| ૩૪ | નાનાલાલ દ. પટેલ : ( પૂરવની પુણ્યજ્યોત૦ ) પા. ૧૪ | ૧ |
| ૩૫ | ન્હાનાલાલ દ. કવિ : ( રૂપલા રાતલડીમાં૦ ) પા. ૧, ( સ્નેહીનાં સોણુલાં૦ ) પા. ૧૦, ( ના'વ્યા એ૦ ) પા. ૧૫, ( ઝીણા ઝરમર૦ ) પા. ૨૧, ( સરોવરે પાણીડાં૦ ) પા. ૩૦, ( આજે ઉત્સવ૦ ) પા. ૪૩, ( ચંદન છાંટી૦) પા. ૭૮, ( સૂનાં મન્દિર૦ ) પા. ૯૫, ( ચન્દ્રીએ અમૃત૦ ) પા. ૧૧૩, ( પુછશો મા૦) પા. ૧૨૭, ( ખમ્મા ! વીરાને૦ ) પા. ૧૪૫, ( ઉંચા આકાશ૦ ) પા. ૧૬૧, ( રાજ ! કોઇ૦ ) પા. ૧૬૨, ( આવ્યો આષાઢ૦ ) પા. ૧૬૨, ( હલકે હાથે૦ ) પા. ૧૬૪, ( સખિ ! આવે-આવે૦ ) પા. ૧૬૫, ( તરસ્યા એ૦ ) પા. ૧૬૬, ( સખિ ! જોને૦ ) પા. ૧૬૭ | ૧૮ |
| ૩૬ | પાદરાકર : ( રસની રસરેલ૦ ) પા. ૨૦૭ | ૧ |

લેખક રાસસંખ્યા

| લેખક | રાસસંખ્યા |
|---|---|
| ( વ્હાલમને કાજ૦ ) પા. ૧૪૩, ( હાં રે સખિ !૦ ) પા. ૧૯૬ | ૫ |
| ૫૭ હરિ : ( વીરા ! પધારો૦ ) પા. ૧૪૬ | ૧ |
| ૫૮ હરિલાલ હ. ધ્રુવ : ( રૂપેરી શી૦ ) પા. ૧૭૨ | ૧ |
| પુસ્તક, માસિક ને નાટક: | |
| ૫૯ રઢિયાળી રાત : ( મેંદી તે વાવી૦ ) પા. ૯૯, ( હાં કે રાજ૦ ) પા. ૧૮૧, ( સૈયર મોરી !૦ ) પા. ૧૮૨ | ૩ |
| ૬૦ કુમાર માસિક : ( હાં રે ઘેલી૦ ) પા. ૨૦૨ | ૧ |
| ૬૧ જયરાજ ( નાટક ) : ( ચાલોને સહિયર !૦ ) પા. ૮૯ | ૧ |
| લેખકનાં નામ કે સંજ્ઞા વિનાના : | |
| ૬૨ ( નિજ નિજ વિષયે૦ ) પા. ૧૯૯ | ૧ |
| ૬૩ ( નંદકુંવર ! તોરે૦ ) પા. ૨૦૧ | ૧ |
| ૬૪ ( મ્હારી સજની !૦ ) પા. ૨૦૪ | ૧ |
| ૬૪ | ૧૭૩ |

# રાસકુંજની સરિગમ

તૈયાર કરનાર:
સૌ. શાન્તિ ચૂ. બરફીવાળા

કવિ શ્રી નરસિંહરાવ ભોળાનાથની
પ્રસ્તાવના સાથે

કીં. રૂ. ૨